સળંગ અંક-૨૦, વર્ષ-૭, જુલાઈથી સપ્ટેમ્બર ૨૦૧૯

ISSN : 2321 - 4880

ગુજરાતની ઐતિહાસિક અને સાંસ્કૃતિક ધરોહરને ઉજાગર કરતું સામયિક

# અતુલ્ય વારસો

Know Your Identity



- પ્રાચીન યુગમાં જાહોજલાલી ભોગવતું ગધેડું
- ગુજરાતી ફિલ્મોનો ભવ્ય વારસો
- ખોવાઈ રહી છે ભવાઈ
- પંચતત્વમાં પાણી
- સ્પર્ધાત્મક પરીક્ષા વિશેષ
- આવો ઓળખીયે સર્પને

# "સરદાર સરોવર યોજના - ગુજરાતની જીવાદોરી"



## લાભો:

- કુલ ૧૭.૯૨ લાખ હેક્ટર સિંચાઇ ક્ષમતા પૈકી માઈનોર કેનાલ સુધી ૧૬.૫૫ લાખ હેક્ટર સિંચાઇ ક્ષમતાં ઉત્પન્ન થયેલ છે.
- રાજ્યના ૮૯૩૦ ગામો, ૧૬૫ શહેરો અને ૬ મ્યુનિસિપલ કોર્પોરેશનોને પીવાનું શુદ્ધ પાણી, આશરે ૪ કરોડ માનવ વસ્તીને પીવાનું પાણી પૂરું પાડવામાં આવી રહ્યું છે.
- નર્મદા ડેમમાં ૧૨૦૦ મેગાવોટનાં રિવરબેડ પાવર હાઉસ અને ૨૫૦ મેગાવોટ ના કેનાલ બેડ પાવર હાઉસ એમ બે જળવિદ્યુત મથકો સ્થાપવામાં આવેલ છે. અત્યાર સુધીમાં પર્યાવરણને અનુકૂળ ૮૭૧૬ કરોડની કિંમતની ૪૨૫૧૭ મિલિયન યુનિટ જળવિદ્યુત ઉત્પન્ન થયેલ છે.
- કેનાલ બેન્ક ઉપર ૩૫ મેગાવોટનાં સોલર પાવર પ્રોજેક્ટ પ્રસ્થાપિત કરવામાં આવેલ છે, જેમાંથી અત્યાર સુધીમાં ૧૪૬ મિલિયન યુનિટ સૌરઉર્જા ઉત્પન્ન થયેલ છે.

અતુલ્ય વારસો

*Know Your Identity*

ISSN : 2321- 4880

**નોંધણી નંબર :**

સોસાયટી નોંધણી નં. : ગુજ/૧૪૩૩૬ /અ'વાદ.

જાહેર ટ્રસ્ટ નોંધણી નં. : એફ /૧૪૧૪૯/અ'વાદ.

**પ્રકાશક :**

હિસ્ટોરીકલ એન્ડ કલ્ચરલ રિસર્ચ સેન્ટર,અમદાવાદ

**તંત્રી :** કપિલ ઠાકર

**સહતંત્રી :** કિન્નરી શાહ

**સલાહકાર સમિતિ :**

શ્રી પ્રવીણ ક. લહેરી, શ્રી વાય. એસ. રાવત

શ્રી સુભાષ બ્રહ્મભટ્ટ, ડૉ. વિશાલ જોષી

શ્રી કીર્તિ ઠાકર, શ્રી આશિષ ત્રાંબડીયા,

પ્રા. રફીકા સૈયદ સુલતાના, ડૉ. પી. એસ. ઠક્કર

**કો-ઓર્ડિનેટર :**

ઋષિ પંડ્યા, રોનક રાણા, ડૉ. શિવશંકર જોષી,

કુમાર પરમાર, હર્ષ પટેલ

**સોશિયલ મીડીયા સપોર્ટ :** મિત્રા સોલ્યુશન

**ફોટોગ્રાફર :** નરેન્દ્ર ઓતિયા

**ડિઝાઈન એન્ડ પ્રિન્ટ :** D3 Cube

**મુખપૃષ્ઠ ફોટો :** વર્લ્ડ હેરિટેજ અમદાવાદની પોળના એક મકાનનું શિલ્પ

**વાર્ષિક લવાજમ :** ૫૦૦/- રૂ. (કુરીયર ચાર્જ સહીત)

**છુટક નકલ :** ૧૦૦/- રૂ.

**લવાજમ/પત્રો મોકલવાનું સરનામું :**

એ-૩૧, કર્ણાવતીનગર, સ્વામિનારાયણ મંદિરની બાજુમાં, નવા નરોડા, અમદાવાદ-૩૮૨૩૪૬



9825129703, 9328312363

atulyavarso

@AtulyaVarso

atulyavarso.magazine

atulyavarso@gmail.com

www.atulyavarso.com


# તંત્રીલેખ



નમસ્કાર મિત્રો,

આજે મારે મુખ્ય બે મુદ્દાઓને લગતી વાત આપની સમક્ષ મુકવી છે. ઈતિહાસને લગતું શિક્ષણ અને પાણી. પ્રથમ વાત કરીએ શિક્ષણની, ઈતિહાસનો પ્રાથમિક અભ્યાસ ઉચ્ચ કક્ષાએ બેઠેલ અધિકારી માટે અને રાજકીય કારકીર્દી સાથે જોડાયેલ નેતા માટે અને આપણા સૌ માટે એટલો જ જરૂરી છે. જોકે વર્તમાન સમયમાં શાળા-કોલેજ સ્તરે ઈતિહાસ અને સંસ્કૃતિનું મહત્વ ઘટ્યું છે. ઈતિહાસના વર્ગખંડોમાં અભ્યાસ કરનારા વિધાર્થીઓની સંખ્યાઓ રાજ્યની દરેક કોલેજોમાં વધી છે પણ વર્ગખંડમાં બેસીને વિષયને લગતું જ્ઞાન લેનાર વિધાર્થીઓની સંખ્યા ઘટી છે. તેનું મુખ્ય કારણ એ પણ હોઈ શકે કે ઈતિહાસને આપણી શિક્ષણ પધ્ધતિમાં ખુબ જ ખરાબ રીતે અને કંટાળાજનક રીતે પ્રસ્તુત કરવામાં આવ્યો છે વળી ઈતિહાસને લઈને ઈત્તર પ્રવૃતિઓને ઘણું જ ઓછું સ્થાન મળ્યું છે. અમે અતુલ્ય વારસો સામાયિકને આગામી સમયમાં એ સ્તરે લઈ જવા માંગીએ છીએ કે ઈતિહાસ વિષય રસપ્રદ બને, તેમાંથી ઉદ્ભવતી રોજગારીની તકો લોકો સમક્ષ ધ્યાનમાં આવે અને ઈતિહાસને લગતી અનેકવિધ પ્રવૃતિઓ શાળા-કોલેજોમાં કાયમી બને.

બીજો મુદ્દો છે પાણી. વર્તમાન સમયમાં પાણી એક અગત્યનો મુદ્દો બન્યો છે. આપણી ઐતિહાસિક અને ધાર્મિક મહત્વ ધરાવતી નદીઓ આગામી સમયમાં આપણાથી નારાજ થઈ લુપ્ત થવા જઈ રહી છે જેમાં ક્યાંક કે ક્યાંક ફાળો આપણા સૌનો છે. વધુ પડતું પ્રદુષણ, વૃક્ષો ઓછા થવા, પાણીનો આડેધડ વ્યય કરવો આવી તમામ બાબતો આપણને પાણીની તંગી તરફ દોરી જાય છે અને આ સંવેદનશીલ બાબતે અત્યારથી ગંભીર વિચારણા કરવી અતિ જરૂરી છે. 'અતુલ્ય વારસો' ટીમ આવનાર સમયમાં થનાર જળ સંકટ બાબતે ખુબ જ ગંભીર છે અને જળનાં મહત્વ વિષે અને વધુમાં વધુ તેનો સંચય થાય તે માટે લોકજાગૃતિ આવે તેવા પ્રયાસો કરવા કટીબંધ છે અને અમારા પ્રકાશનોમાં પણ જળને લગતા લેખોથી પાણીનું મહત્વ અને આવનાર સમસ્યાનું ગંભીરતા વર્ણન કરવાનું નિયમિત કરાયું છે.

અમારા આ પ્રયાસમાં જોડાવા માંગતા અને પોતાના વિચાર પ્રગટ કરવા માંગતાં સૌને ટીમ અતુલ્ય વારસો હમેશાં આવકારે છે અને આપણા સૌના સંયુક્ત ઉપક્રમે આપણા વૈભવી વારસાને, ઈતિહાસને 'અતુલ્ય' બનાવવાનો શુભ પ્રયાસ હાથ ધરીએ.

-કપિલ ઠાકર

# અનુક્રમણિકા


















# શિવ મંદિર, કેરા

- કપિલ ઠાકર

ગુજરાતએ ઐતિહાસિક અને સાંસ્કૃતિક બાબતે ઘણો જ સમૃધ્ધ છે અને રાજ્યમાં પણ અનેક આંતરિક વિશેષતાઓ જોવા મળે છે જેમાં કચ્છએ સૌથી અલાયદું છે. અહીની કલા, સ્થાપત્ય અને સંસ્કૃતિ વિશ્વસ્તરે સુપ્રસિદ્ધ છે. એવું જ કલાત્મક અને સુંદર કોતરણીવાળું સ્થાપત્ય છે કચ્છ પ્રદેશના કેરાનું શિવ મંદિર. ભુજથી ૧૯ કી.મી દુર મુંદ્રા રોડ પર આવેલું આ કેરા ગામ લાખા ફુલાણી નામના સુપ્રસિદ્ધ રાજા સાથે સંકળાયેલ છે. લાખો ફુલાણીએ સોલંકી રાજવી મૂળરાજનાં સમકાલીન રાજા હતો. દંતકથા પ્રમાણે લાખા ફૂલાણીને સ્થાપત્યનો ખુબ શોખ હતો. તેણે રાજધાની ફરતો કિલ્લો અને શિવમંદિર બંધાવ્યા હતા.

મૂળ વાત કરીએ કેરામાં આવેલ પ્રાચીન શિવમંદિરનું. કેરા ગામની ઉત્તરે અને નાગમતી નદીના કિનારે આવેલું પૂર્વાભિમુખ છે. વાસ્તુશાસ્ત્ર મુજબ મંદિર સાંધાર એટલે કે પ્રદક્ષિણા પથયુકત છે. શૈલીની દ્રષ્ટિએ મંદિર મહાગુર્જર શૈલીનું છે અને ઉંચી જગતી પર ઊભું છે. રત્ન, વેદી તથા કીર્તિમુખના તક્ષણથી જગતી અલંકૃત છે. પાયાથી શિખર સુધી સમતુલિત શિલ્પ મંડિત આ મંદિર ગુજરાતના ઉત્કૃષ્ટ મંદિરોમાંનું એક સુંદર ઉદાહરણ છે. સમગ્ર મંદિરનું પ્રમાણ અને શિલ્પોએ અહીં જુગલબંધી રચી છે અને શિલ્પીની કળાથી શિખર ગુંજે છે.

બન્યું એવું કે વર્ષ ૧૮૧૯માં કચ્છના ઈતિહાસમાં સૌથી ભયાનક ધરતીકંપમાં થયો હતો ત્યારે કચ્છના બધા જ રત્નસમ સુંદર સ્મારકોને ઓછેવત્તે અંશે નૂકશાન કર્યું. કેરાનું આ શિવમંદિર પણ તેના લીધે જ વચ્ચેથી ભાંગી પડ્યું. મંદિરનો સમગ્ર અગ્રભાગ, મંડપ, દ્વાર શાખ, સુંદર છત વગેરે ધરાશાયી થયા ગયા. હાલમાં આ મંદિર રાજ્ય પુરાતત્વ વિભાગ દ્વારા રક્ષિત સ્મારક જાહેર કરવામાં આવ્યું છે. વર્તમાન સમયમાં આ મંદિરની વર્તમાન પીરીસ્થીતિ ઘણી જ કફોડી છે અને તાકીદે ધ્યાન રાખવાનું પડે તેમ છે નહી તો આપણો આ અતુલ્ય વારસો હવે લાંબો સમય ટકી શકે તેમ લાગતું નથી.



# ભીમબેટકા

- કલ્પેશ શાહ

ભીમબેટકા મધ્યપ્રદેશના ભોપાલ થી ૪૫ કીલોમીટર દૂર વીંધ્ય પર્વતમાળાની તળેટીમાં આવેલ છે. પૌરાણિક  કથા અનુસાર આ સ્થળે ભીમ રહ્યા હતા જેના પર થી આ સ્થળનું નામ ભીમ બેઠક પડ્યું, જે સમયાંતરે અપભ્રંશ થઈને ભીમબેટકા થયું. આ ટેકરીઓમાં પાષાણયુગથી લઈને મધ્ય પાષાણયુગની બીજી શતાબ્દી સુધી સતત માનવ વસવાટ રહેલ છે. આ ચિત્રોમાં સમૂહ નૃત્યો, પક્ષીઓ, વાજિંત્રો, પ્રસૂતા મહિલાઓ, માતા અને બાળકો, મદિરાપાન વગેરેનું લયબધ્ધ ચિત્રણ થયેલ છે. સૌથી જૂના ચિત્રો ૩૦,૦૦૦ વર્ષ જૂના હોવાનું મનાય છે. કેટલાક શીલા આશ્રયસ્થળોમાં ૧,૦૦,૦૦૦ થી વધુ વર્ષો પહેલાથી વસવાટ થયેલો છે. અહીંના ચિત્રોમાં વનસ્પતિના રંગો વાપરવામાં આવેલ છે અને મુખ્યત્વે સફેદ, લાલ તથા પીળા રંગમાં બનેલા છે. ગોખલા તથા અંદરની દીવાલોમાં બનેલા હોવાના કારણે આ ચિત્રો હજારો વર્ષ પછી પણ જળવાઈ રહ્યા છે. પ્રાણીઓ ઉપરાંત અહીં માનવ આકૃતિઓ અને શિકારના દૃશ્યો જોવા મળે છે જેમાં કાંટાળા ભાલા, અણીદાર લાકડીઓ તથા તીર-કામઠા જેવા હથિયારોનો ઉપયોગ કરાયેલો જોવા મળે છે. આપણા પૂર્વજો ની ઉત્કૃષ્ઠ કલાનો નમૂનો જોવો હોય અને ઐતિહાસિક સંસ્કૃતિ ને નજીક થી જાણવી અને માણવી હોય તો આ સ્થળ ની અચૂક મુલાકાત લેવા જેવી ખરી.





# લીટલ ઈન્ડીયા, સિંગાપોર

- કપિલ ઠાકર

મૂળ સિંહપુર એવું સિંગાપોર વિસ્તારની દ્રષ્ટીએ ઘણો નાનો દેશ. તેમ છતાં વર્તમાન વિશ્વનાં શ્રેષ્ઠત્તમ દેશમાંનો એક સિંગાપોરનાં વિકાસમાં પ્રારંભથી જ ભારતીય લોકોનો ફાળો રહેલો છે જેની સાબિતી આપણને આ દેશનો ઈતિહાસ તપાસીએ તો અચુક મળે, વળી સિંગાપોરનાં પ્રમુખની યાદી જોઈએ તો પણ તુરંત જ ખ્યાલ આવે કે ભારતીય અને સિંગાપોરીયન વચ્ચે સબંધ કેટલા નિકટત્તમ છે કેમ કે તે યાદીમાં ભારતીય પ્રમુખ પણ છે. ભારતીય લોકો અને સિંગાપોર વચ્ચેનો ગાઢ નાતો ખુબ જ સારી રીતે પ્રસ્તુત કરવામાં આવ્યો હોય તો તે સ્થાન છે “ઈન્ડીયન હેરીટેજ સેન્ટર” (સિંગાપોર મુલાકાતે જનાર દરેક ભારતીયએ અચૂક મુલાકાત લેવા જેવું સેન્ટર, જેનો પાયો નાખનાર અને આયોજન કરનાર પણ આપણા ગુજરાતી ગૌરી ક્રીષ્નન) જે લીટલ ઈન્ડીયામાં આવેલું છે. મૂળ વાત કરીએ લીટલ ઈન્ડીયાની તો તે ખરા અર્થમાં ભારતીય વેપારી અને સમુદાયનો મોટો વર્ગ ધરાવતી વસાહત છે એ પણ મૂળભુત સિંગાપોરનાં વિકાસની લગોલગ જ વિકાસ પામી છે. ખુબ જ સુંદર અને કલરફુલ મકાનો, દુકાનો આ સમગ્ર વિસ્તારની એક ઓળખ બન્યા છે. ભારતીય સંસ્કૃતિને વધુ સારી રીતે દર્શાવતી ચિત્રિત દિવાલો સમગ્ર લીટલ ઈન્ડીયાની શોભા બની છે.



## કચ્છની આન-બાન અને શાન

# ભુજનો ભવ્ય દરબારગઢ

- પ્રમોદ જેઠી

ફોટોગ્રાફ - અરવિંદ નાથાણી

કચ્છમાં જેટલા દરબારગઢો બંધાયેલા છે તે બધામાં વિસ્તારની દષ્ટિએ તથા મજબુતીની દષ્ટિએ ભુજનો દરબારગઢ સર્વશ્રેષ્ઠ છે. ભુજ કચ્છ રાજ્યનું પાટનગર અને કચ્છના રાજવીઓનું નિવાસસ્થાન રહ્યું છે. આ નિવાસ્થાન દરબારગઢ તરીકે જાણીતું છે. આ જગ્યાએ કચ્છના ૧૮ રાજવીઓ નિવાસ કરી ચુક્યા છે. આ દરબારગઢ ફરતે મજબૂત ગઢ બંધાયેલો છે.

પ્રાગમહેલ



દરબારગઢની દિવાલોમાં ક્રમશઃ ફેરફાર થતાં ગયા છે. આવવા-જવાના પ્રવશદ્ધારો, બારી, ગોખલા તેમજ દિવાલની ઊંચાઈમાં વધારો થયેલ દેખાય છે. બિન ઉપયોગી પ્રવેશદ્ધારા-બારી બંધ કરવામાં આવી છે. તો જરૂર પ્રમાણે નવું પ્રવેશદ્ધાર પણ બનાવેલ છે. આ દરબારગઢના અલગ અલગ વિભાગો છે. જેમકે, રાજવી કુટુંબને રહેવા માટે રાણીમહેલ, રાજવીના અંગત મનોરંજન માટે આયનામહેલ, રાજવીઓના લેવડદેવડના હિસાબો માટેની કચેરી એટલે નવલખો. આ ઉપરાંત રાજમંદિર, ખીલીપૂજન, સરસ્વતી મંદિર, ધનેશ્વર મહાદેવ, પંચતન, ટિલામેડી, મનવિલાસ આવેલ છે.ભુજમાં દરબારગઢમાં આવેલ મોહમાયાના મંદિરેથી આસો સુદ-૫ ના ચામર ઉપડતાં તેથી માતાને મઢથી જાગરિયા ભુજ આવી જતા. બાવા ચામર લઈને ચાલે ત્યારે તેની આગળ આગળ ઊંધા પગે આ જાગરિયા ડાક વગાડતા મહિસાસુર મર્દિનીની સ્તુતિ કરતા ચાલતા હતા.

અત્યારે જે દરબારગઢનું સ્વરૂપ દેખાય છે. તે પહેલા જ્યારે શરૂઆતમાં રાવશ્રી ખેંગરાજી પહેલાંએ ઈ.સ.૧૫૪૯માં કચ્છની ગાદી પર બેઠા ત્યારે તેઓશ્રીને રાજગાદીનું તિલક જે જગ્યાએ થયું તે જગ્યા ટિલામેડી તરીકે જાણીતી છે. આ એ જ ટિલામેડી છે જ્યાં કચ્છના બધા રાજવીઓને તિલક કરવામાં આવેલ છે. આ ટિલામેડી પ્રાગમહેલની બાજુમાં આવેલ છે. અત્યારે તો એ જગ્યા પ્રાગમહેલના પથ્થરની બાંધણીવાળો દેખાય છે પણ અસલમાં એ જગ્યાએ નળિયાવાળો મોટો રૂમ હશે. જેમાં કચ્છના રાજા જ્યારે રાજગાદી પર બેસે ત્યારે શાસ્ત્રોકત વિધિ કરી માતંગ રાજાને તિલક કરે છે એ પરંપરા હતી. આ જગ્યાએથી ભુજિયો ડુંગર દેખાય છે. રાવશ્રી ખેંગરાજી પહેલાં જ્યારે ભુજિયાની તળેટી પાસે એક સસલાને કૂતરા સામે થતાં જોયું ત્યારે આને સકન જાણ્યું અને વિચાર્યું કે આ ભૂમિ વીરભૂમિ છે અને અહીં જ માટી પાટનગરી બનવી જોઈએ. આ રીતે તેણે ભુજને પોતાની પાટનગરી તરીકે પસંદ કરી. આ ઈતિહાસની યાદ ટિલામેડીના થયેલા બાંધકામના પથ્થર પર કૂતરો તથા સસલાનું શિલ્પ કોતરીને કાયમ રાખી છે.

ભુજને પાટનગર તરીકે પસંદ કર્યું. બાદમાં ભુજ શહેરની કુંડલી બનાવડાવી. આ કુંડલી ગુરુજી માણેક મેરજીએ બનાવી તે મુજબ માગસર વદ-૫ સંવત ૧૬૦૫ના દિવસે ભુજ શહેરને તોરણ બાંધી ખીલી ખોડવામાં આવી. ભૂમિનો ભાર શેષનાગની ફેણ પર છે એવી આપણા શાસ્ત્રમાં માન્યતા છે. આથી શેષનાગના મસ્તક પર ખીલી ખોડવામાં આવી પરંતુ એ ખીલી શેષનાગના મસ્તક પર જ લાગી કે નહીં એ બાબતે શંકા જતાં ખીલી બહાર કાઢી લીધી તો લોહીનો ફૂવારો ઊડ્યો ત્યારે તેઓએ ફરીને ખીલી લગાડી દીધી. પરંતુ આ વખતે શેષનાગ હટી ગયા અને ખીલી તેની પૂંછડી પર લાગી ગઈ. આમ શેષનાગ હલનચલન કરે છે આથી પૃથ્વી ધ્રુજે છે. ધરતીકંપ થાય છે. આ એક લોકમાન્યતા છે.



રાણીમહેલમાં બે દરબાર આવેલા છે. એક દરબાદ માનીતી રાણીનો અને બીજો અન્ય રાણીઓ માટે. કચ્છના રાજવીઓને એકથી વધુ રાણીઓ હતી. ઓછામાં ઓછી ચાર પાંચ અને વધુમાં વધુ ૧૦થી ૧૨. આ બધી રાણીઓમાં જે પ્રથમવાર માતા બને એમાં પણ પુત્ર જન્મ આપે (વારસદાર) તે રાણી માનીતી રાણી બને. તેના માનપાન અન્ય રાણીથી વધુ મળે. કચ્છના રાજવીઓની રાણીઓ રાઠોડ, ચૌહાણ, પરમાર, માંડલિક, જેઠવા, વાઘેલા, ચૂડાસમા, ઝાલા, વાઢેર, ચાવડા તથા સોઢા પરિવારમાંથી આવેલ છે. આમાં લગભગ દરેક રાજવીની એક રાણી તો સોઢી હોય જ. આ બધી રાણી કાયદેસરની રાણીઓ હતી. તેમને કુખે જન્મેલ પુત્ર કાયદેસર કચ્છ રાજ્યના વારસદાર કહેવાતા.

આમ છતાં કચ્છ રાજ્યમાં એવા કિસ્સાઓ બનેલ છે કે કચ્છનો રાજવી પોતાના અનૌરસ પુત્ર માટે પોતાની ગાદી આપવા તૈયાર થયો હોય પણ તે સફળ થયા નથી. કચ્છની એક પરંપરા રહી છે કે રાજાનો મોટો કુંવર જે ટિલાત તરીકે ઓળખાય છે અને તે પછીના કુંવરો ફટાયા તરીકે ઓળખવામાં આવતા હતા. ટિલાત રાજગાદીનો હક્કદાર જ્યારે ફટાયાને પાંચ દશ કે ૫૦ ગામનો ગરાસ આપવામાં આવતો. આ ગરાસ મળ્યા બાદ ફટાયો કુંવર ગરાસની સારસંભાળ રાખે અને તેની ઉપજમાંથી પોતાના માટે ઉપયોગ કરે. તેઓ તેમને થતી ઉપજ કચ્છ રાજ્યને ભાગ આપતા નહીં. તેઓ ગરાસિયા કે જાગીરદાર (ઠાકોર સાહેબ) તરીકે ઓળખાય. પરંતુ કચ્છ રાજ્યની એક પરંપરા એવી હતી કે કચ્છ રાજ્ય પર કોઈ બહારી આક્રમણ થાય ત્યારે તમામ ભાયાતો ભેગા થઈ જાય. ભાયાતો એટલે જાગીરદાર/ગરાસિયા. કચ્છના ગાદીવારસના ઘરે લગ્ન હોય કે પછી તેનો ફુલેકો હોય ત્યારે ભાયાતો તરફથી ચડાવો આવે. લગ્નના સમયે કે મરણના સમયે અમુક રકમ તેમને આપવી પડતી હતી. લડાઈ સમયે કચ્છ રાજનો ગાદી પર બેઠેલ રાવ કે મહારાવ પોતાના ભાયાતોને પત્ર લખે અને મદદ માટે આવવાનું આમંત્રણ પાઠવે ત્યારે ભાયાત પોત પોતાના લશ્કરના માણસો સાથે ભુજમાં આવે. અને આ આવેલ લોકોને ઉતારા માટે કચ્છ રાજ તરફથી દરેક ભાયાતોને ઉતારા માટે જગ્યા બાંધી આપેલ હતી.

કચ્છમાં આવી મુખ્ય જાગીરો રોહા, જડોદર, વિંઝાણ, ચિત્રોડ, નાગ્રેચા, વિજયાસર, કુંભારડી, લાકડિયા, વાંઢિયા, ગેડી, પલાંસવા, આડેસર, કેરા, તેરા હતી. આમાં મોટી જાગીર તરીકે રોહા, તેરા, વાંઢિયા અને લાકડિયા મુખ્ય હતી. આ જાગીરદારને મળેલા ગામોનો વહીવટ તેમજ તે ઈલાકામાં થતાં ગુના અંગેની કાનૂની સજા કચ્છ રાજ્ય તરફથી આપેલી હતી. ભુજમાં દરબાર ભરાય ત્યારે જાગીરદારોને મોભા અનુસાર દરબારમાં બેસવાની વ્યવસ્થા ગોઠવેલ હતી. જેને 'મિસલ' કહે છે.



મુખ્ય સભાખંડ, પ્રાગમહેલ

સંવત ૧૯૦૧ સુધી કચ્છ રાજમાં એવો રિવાજ હતો કે મહારાવ દરબાર ભરે ત્યારે તખ્તની જમણી બાજુએ દરબારનો માનકારી જાડેજા પહેલી જગ્યાએ બેસે ત્યારબાદ જેમ આવતા જાય તેમ બેસે. સંવત ૧૯૦૨માં મહારાવશ્રી દેશળજી બીજાએ એમાં ફેરફાર કર્યો. જે મુજબ તખ્તની ડાબી બાજુએ મલેક તથા સૈયદની મિસલ પ્રથમ રાખવામાં આવી હતી. તેમના પછી રાજ્યના સગા 'સિયાકાવાળા (ગોહિલ, વાઘેલા, રાઠોડ, પરમાર વિ.)'ની મિસલ અને તેમના બાદ લશ્કરી અમલદારોને મિસલ આપવામાં આવેલ હતી. ભુજમાં આવેલ ઉતારામાં પાટવાડીનાકા સામે સુથરીવાળાનો, આશાપુરાના મંદિર પાછળ તેરાવાળો, મણિલાલ ધોળકિયાની ડેલી સામે ખેડોઈવાળાનો, રમણ પ્રિન્ટિંગ પ્રેસની બાજુમાં હોથીનો, વાલા ખવાસની શેરીમાં રતાડિયાવાળાનો, લક્ષ્મી ટોકિઝ પાસે બેરાજાવાળાનો, ગોહિલનો, સોનીવાડમાં વાઘેલાનો, કરશન રાજાના મકાનમાં (વાઢાશેરી) અમારાવાળા સોઢાનો, ભાણજી સ્ટ્રીટમાં વડઝરવાળા સોઢાનો, કલુભા સાહેબની ડેલીમાં મોટીબાનો, જૂની ટંકશાળમાં સાહેબોનો, કેમ્પમાં રોહાવાળાનો, વાયડા ડેલામાં હાલાનો અને ઠોઠાવાળી વંડીમાં સૈયદનો ઉતારો આવેલ હતો.

ભુજમાં બે દરબાર છે. જેમાં એક ૪૦૦ વર્ષ જૂનું છે અને ઉત્તરબાજુ આવેલ છે. જ્યારે દક્ષિણ બાજુ ૩૦૦ વર્ષ જૂનું છે. દરબારગઢમાં કચ્છી, મોગલ, બ્રિટિશ, પોર્ટુગિઝ, ડચની શૈલીની છાંટ જોવા મળે છે. રાણી મહેલમાં વાંઢિયાથી પ્રવેશ થવાય છે. આ વાંઢિયામાં પ્રવેશ કરતાં તેમાં અલગ અલગ સમયે થયેલ બાંધકામ સ્પષ્ટ દેખાઈ આવે છે. આ વાંકિયામાં ચોકિયાત બેસતી. પ્રથમ ચોકી આરબની, બીજી ચોકિયાત સીદી ને છેલ્લે ચોકી મિંયાની રહેતી. રાણી મહેલમાં પ્રવેશ માટે પરવાનગી લેવી ફરજિયાત હતી. મિયાની પકડ રહેતી.

ભુજ શહેરને તોરણ બાંધાણું, ભુજ શહેરની સ્થાપનાની ખીલી ખોડાઈ અને આ ગામને ભુજ નામ આપવામાં આવ્યુ. જ્યારે ભુજને તોરણ બંધાયું ત્યારે આ જગ્યાએ શહેર કે ગામ તો હતું જ પરંતુ રાવશ્રી ખેંગરાજી પહેલાના જયેષ્ઠ પુત્ર ભોજરાજજી એક ધીંગાણામાં મૃત્યુ પામેલ તેથી તેના નામથી આ શહેરનું નામ ભુજ રાખવામાં આવ્યું. બહાર એક નાની તલાવડી હતી. તેનું નામ પિતા જામ હમીરજીના નામથી હમીરસર નામ આપવામાં આવ્યું.

ખીલી ખોડ્યા બાદ તેમણે પોતાના નિવાસસ્થાન માટે જગ્યા પસંદ કરી. જે ખીલી ખોડ્યાની જગ્યાથી ઉત્તર-પૂર્વિય ખૂણામાં નાની એવી હવેલી બાંધવામાં આવી. બાદમાં ધીમે ધીમે આ દરબારગઢમાં જરૂરત મુજબ ઓરડાઓ, હવેલીઓ, રાજમહેલ બાંધવામાં આવ્યા. આ બાંધકામ ટૂકડે ટૂકડે થયેલ છે. રાવશ્રી ખેંગરાજી પહેલા અને તેમના પછી આવેલ રાજવીઓ પોતાના શોખને મુજબ બાંધકામ કરાવતા ગયા. તે થયેલા બાંધકામના ફેરફારોઆજે પણ સ્પષ્ટપણે દેખાય છે. (કોઈ જગ્યાએ બારી દરવાજા બંધ કરવામાં આવેલ છે. તો કોઈ જગ્યાએ પાછળથી જરૂરત મુજબ બારી દરવાજા નાખવામાં આવ્યા છે.)જૂનો દરબારગઢ તેની ફરતે દિવાલ અને પછી તેમાં વધારો થયો. બીજો દરબારગઢ બાજુમાં બાંધવામાં આવ્યો. જેમાં રાણીઓને રહેવાની વ્યવસ્થા કરવામાં આવી. છેલ્લા ૪૫૦ વર્ષ દરમ્યાન (ઈ.સ.૧૫૧૦-૧૯૪૮) ૧૮ રાજવીઓ થયા. તેમાં દરેક રાજાને એક કરતાં વિશેષ રાણીઓ હતી. આ બધાને માટે જરૂરત પ્રમાણે આવાસો બનતા ગયા. ૧૬મી સદી, ૧૭મી સદીમાં બાંધકામની પદ્ધતી અલગ હતી. લાકડાનો વધુ ઉપયોગ થતો હતો. સફેદ પથ્થર અને તેના પર અતિ બારિક કોતરકામ કરવામાં આવતું તે અહીંના બાંધકામ જોઈ શકાય છે. તે સમય મોગલોનો હતો. દિલ્હીમાં મોગલોનું રાજ્ય હતું. તેથી શૈલીની છાંટ ભારતમાં તે સમયે બંધાયેલા બાંધકામમાં જરૂર દેખાય છે. લાકડાના ઝરૂખાઓમાં કાષ્ટની કોતરણી એવી કરેલ છે કે અંદર બેસેલ વ્યક્તિ બહારનું દ્રશ્ય સ્પષ્ટ જોઈ શકે જ્યારે બહારની વ્યક્તિ અંદર બેઠેલ વ્યક્તિને જોઈ શકે નહીં.

આમ ઝરૂખાઓ ઓઝલનું પ્રતિક હતા. ૧૮મી સદીમાં મહારાવશ્રી દેશળજી પહેલા (ઈ.સ.૧૭૧૯-૧૭૫૨) કચ્છની રાજગાદી પર આવ્યા. આ રાજવી બાંધકામના શોખીન હતા. તેઓએ કચ્છમાં ઘણા કિલ્લાઓ બંધાવેલ છે. સ્વાભાવિક પોતાના દરબારગઢને વધુ મજબૂત બનાવવા દરબારગઢના બાંધકામમાં સુધારો-વધારો પણ કરાવેલ છે. મહારાવ દેશળજી પહેલા ધર્મપરાયણ હતાં તેથી તેઓ દેશરાપરમેશરા તરીકે જાણીતાં હતા. તેમના કુંવર લખપતજી સાહિત્ય અને સંગીતના શોખીન હતાં. તેમાં પણ મહારાવને મુગલ બાદશાહ તરફથી દિલ્હી દરબારમાં આવવાનું આમંત્રણ મળ્યું ત્યારે મહારાવે કુંવર લખપતને દિલ્હી મોકલ્યા. દિલ્હીમાં મોગલ બાદશાહના રહનસહન, શાને શોકત, જાહોજલાલી, વૈભવીઈમારતો જોઈ કુંવર લખપતજીના મનમાં એવા અભરખા બંધાણા. ભુજ પરત આવતા તેણે પોતાના સાદા આવાસોને કલાત્મક અને વૈભવી બનાવવા શરૂ કર્યો. તેમાં પ્રથમ તેણે પોતાની સાધનાને પ્રોત્સાહિત કરવા રાજઆવાસમાં ફુંવારાઓ લગાવ્યા. દિવાલ છતમાં કાંચ મઢાવી મીણબત્તીથી ઝળહળતો રાજમહેલ બનાવવાનું કામ તાજેતરમાં યુરોપથી સફર કરીને આવેલ રામસંગ માલમને સોંપ્યું. રામસંગ માલમ હોલેન્ડમાં બ્લ્યૂ ટાઈલ્સ બનાવવાનું તથા દરિયાની રેતીમાંથી કાંચ બનાવવાનું શિખ્યો હતો આ શીખેલ હુન્નરનો તેણે ભરપૂર ઉપયોગ કરી એક રાજમહેલ તૈયાર કર્યો જે 'આયનામહેલ' તરીકે જાણીતો થયો. રાજમહેલની રચના એવી કરી કે તેમાં દિવસનો પ્રકાશ અંદર ન થાય અને તેમ છતાં મહેલમાં અજવાસ લાગે. યુરોપથી રંગીન હાંડીઓ આયાત કરી તથા બેલ્જીયમથી ઝુમ્મરો મંગાવ્યા.

તેમાં મીણબત્તીઓ મુકી દિવાલ છતમાં જડેલા કાંચના અરીસામાં પ્રતિબિંબો દેખાય એવી વ્યવસ્થા કરી રાત્રિને દિવસ જેવો ભાસ ઉભો કર્યો. આ મહેલમાં સંગીતની સાધના થતી. દરબાર ભરાતો વ્રજભાષાના છાત્રોની રચેલી બાવનીઓનું વંચાણ થઈ કલાની કદર થતી. આમ, આયનામહેલ એક કલાનું સ્થાન બની રહ્યું. આયના મહેલમાં આવેલ હીરામહેલ સાચા અર્થમાં હીરાનો મહેલ જ લાગે છે. આ રૂમની દિવાલો પર રંગીન કાચના ટુકડા ચોંડી અરીસાની ફ્રેમોને સોનાનું પાણી ચડાવી, છત પર લાકડાની કોતરણી કરી તેના પર સોનાનું ચડાવી હુંબહું 'હિરાનો ભાસ કરાવતો હીરામહેલ આયના મહેલનો આકર્ષણનો કેન્દ્ર સ્થાને રહ્યો. મહારાવે આ રૂમનો ઉપયોગ પોતના શયનખંડ તરીકે કર્યો હતો. તેમાં પણ તેમનો કલાત્મક ઢોલીયો હતો તે લખપત શાહી ઢોલીયા તરીકે ગુજરાતમાં પ્રખ્યાત થયેલ. તેના પાયા સોનાના પતરાથી મઢવામાં આવેલ છે. હીરામહેલને ફરતે ગેલેરીમાં હાથીદાંતનો દરવાજો કચ્છની કલાની, કલાકારની, રાજાની પસંદગીની શોખ આપતો આજે પણ ઉભો છે. ફુંવારા મહેલમં તબલાની થાપથી નૃત્ય કરતી નૃતંગનીઓના ઝાંઝરના ઝમકાર આજપણ હૃદયને સ્પર્શી જાય છે. ભારતના મહાન ગવૈયાઓ વ્રજભાષાના નિષ્ણાંતો, પ્રસિધ્ધ ગુણીકાઓ આ રાજમહેલની મહેમાનગતી માણી ચૂક્યા છે. આ ફુંવારા મહેલમાં લટાર મારતાં પગને કોઈ જકડી રહ્યું છે એવો ભાસ જરૂર થાય છે. અને મોમાંથી અદ્ભૂત એવો ઉદગાર જાણે અજાણે નિકળી જાય છે.

આમ, આયના મહેલ ભારતીય રજવાડામાં પ્રસિધ્ધ થયેલ હતો અને આયનામહેલ કચ્છના રાજવીઓનું સાંસ્કૃતિક જમા પાસુ રજું કરતું રહ્યું છે. મહારાજ લખપતજી પછી ગાદીએ આવેલ રાજવીઓએ આયનામહેલને એક સંગ્રહાલય તરીકે જાણ્યો છે, નિભાવ્યો છે.



આયના મહેલમાં પ્રદર્શિત કરેલ ચીજવસ્તુઓ દેશ દુનિયામાંથી ચુંટી-ચુંટી એકઠી કરેલ છે. આજ મહેલનાં બીજા માળે દરબારહોલ આવેલ છે આ દરબારહોલમાં ચાંદીના સિંહાસન પર કચ્છનાં મહારાવ બિરાજતાં અને જમીન પર ગાદી તકિયા પર તેના કારભારીઓ, સચિવો, ભાયાતો, નગરશેઠ, ધનિકો પોતાના પારંપારિક પરિવેશમાં કચ્છી પાઘડી પહેરી હાજર થતાં રાજા તેમની સાથે સલાહ મશવરા કરતાં હતાં. આયનામહેલનાં ફુંવારા મહેલને સુગંધિત પુષ્પોથી રસતરબર કરવા માટે એક ખાસ બગીચો બનાવવામાં આવેલ. આ બગીચો મનવિલાસના નામથી જાણીતો હતો. આ બગીચામાં ચમેલી, મોગરો, રાતરાણી જુઈ, કેવડો તથા વિવિધ ગુલાબોથી મધ મધતો રહેતો. સવાર-સાંજ રાણી સાહેબ હરવા ફરવા બગીચાનો ઉપયોગ કરતી હતી. આ મન વિલાસમાં અંતરે અંતરે સુંદર પથ્થરની કોતરણી વારી છતરડીએ બનાવેલી હતી. જેનો વિશ્રામ તરીકે ઉપયોગ થતો હતો.

મનવિલાસની બાજુમાં મલ્લકુસ્તી માટેનો અખાડો આવેલ હતો. જયેષ્ઠીમલ્લ અંગે કસરત કરી રાજાના કુંવરોને મલ્લકુસ્તીના દાવ શીખવતાં હતાં બાદમાં બાજુના ઠંડા પાણીનાં હોજમાં સ્નાન કરતાં હતાં. આ હોજમાં નાહીને કપડાં બદલવાની જગ્યા કલાત્મક હતી ત્યાં જતા. આ અખાડામાં મલ્લોને કસરત કરવા માટેના સાધનો જેવા કે મૃગદળ, વજનીયાં, ગોળા વિ. રાખવાની જગ્યાએથી દરબારગઢની બહાર જવા માટે ભૂગર્ભ માર્ગ પણ રાખવામાં આવેલો હતો. સંકટ સમયે આ ભૂગર્ભ માર્ગનો ઉપયોગ થતો હતો.

ખીલી પૂજનની જગ્યાએ પાણીનો કુવો આવેલ છે. આ કુવામાંથી કોસ દ્વારા પાણી ખેંચીને પ્રાગમહેલ સામેના બગીચામાં આવેલા ઝાડોને પાણી પાવામાં આવતું હતું. ઉપરના માળે રાજાઓને નાહવા માટેનો સ્નાનખંડ હતો ત્યાં ત્રાંબાની કુંડીઓમાં પાણી આ કુવામાંથી પહોંચાડવામાં આવતું હતું. આયનામહેલમાં આવેલ ફુંવારા માટે પાણી પણ આ કુવામાંથી પહોંચાડવામાં આવતું હતું. આ કુવાની બાજુમાં કોઠો આવેલ છે જે નવલખો તરીકે જાણીતો હતો.

# શિલ્પ અને સ્થાપત્ય

આ નવલખામાં ગાદી તકીઓ બેઠેલા મેતાજી (કામદાર) લાકડાના પાટલા પર મોટા મોટા ચોપડાઓ (વહીઓ) લખતા હતાં. કચ્છના રજવાડામાં એવી પરંપરા હતી કે રાજાના અંગત ખર્ચ માટે કલ્યાણપર ગામનો ગરાસ યુવરાજ (ટિલાત) ને ખીસ્સા ખર્ચી માટે માધાપર ગામનો ગરાસ આપવામાં આવતો હતો તો રાણીઓને અંગત ખર્ચ માટે નાણાંની જરૂર પડે તે માટે અમુક ખેતરનો ગરાશ આપવામાં આવતો હતો. તમામ રાણીને એક એક કામદાર રહેતો હતો. તે તેણીનો અંગત આવક-જાવકનો ખર્ચનો ચોપડો આ નવલખામાં બેસીને લખતો હતો.

ચોપડાઓનું ઓડીટ થતું હતું. ચોપડા એકાઉન્ટન્ટ જનરલને મોકલવામાં આવતાં. જેમાં થયેલ ખર્ચ અને તેના વાઉચર્સ ચકાસણી થતા હતાં અને ન સમજ પડે કે હિસાબમાં ભુલ હોય તો તેનો રીતસર વાંધો રજૂ કરવામાં આવતો જેનો જવાબ કામદારને આપવાનો રહેતો હતો. દરેક ચોપડામાં એકાઉન્ટન્ટ જનરલની ઓડીટ થયા બાદ સહી થતી હતી. આયના મહેલના પ્રવેશદ્ધાર પાસે એક હોજ હતો જેને ટુબણવારા ચોક તરીકે ઓળખ હતી. આ હોજમાં બતકો રાખવામાં આવતી હતી. બતકને કચ્છીમાં ટુબણ કહેવાય છે. આ ઉપરાંત કચ્છના રાજવીઓની અંગત સેવા પૂજા માટે મંદિર જેમાં માતાજી, સતીમા તથા પુરૂષો માટે ઘણા ઓરડા હતાં. ધનેશ્વર મહાદેવ, સરસ્વતીનું મંદિર, પંચતન, રવાજીનો પાળિયો વિ. સ્થાનો દરબારગઢમાં વિસ્તારમાં આવેલાં છે.

આ તમામ ધાર્મિક જગ્યાની દરરોજ પૂજા/ધૂપ કરવામાં આવતા હતાં. અને એ માટે પૂજારી નિયુકત કરવામાં આવેલ હતાં. પ્રાગમહેલ બન્યો તે પહેલા આ જગ્યાએ રાજવીઓનાં અંગત ઘોડાઓ રાખવાની ઘોડાર હતી. એક થી એક ચડીયાતા તેજસ્વી કચ્છી, અરબી, કાઠીયાવાડી ઘોડાઓ રહેતા હતાં. રાજાનું અંગત ૫૦૦ ઘોડેસવારનું લશ્કર હંમેશાં તૈયાર રહેતું હતું. પ્રાગમહેલ બનતા આ ઘોડાર સરપટ નાકા પાસે ખસેડવામાં આવ્યું.



ભુજ દરબારગઢની ખંડિયાર થઇ રહેલ દીવાલ

ગૌથિક શૈલીનો રાજમહેલ 'પ્રાગમહેલ' મહારાવશ્રી પ્રાગમલ્લજી બીજા એ ઈ.સ.૧૮૬૫ માં બાંધવાનો શરૂ કર્યો. અંગ્રેજી ઈન્જીનીયર મી. વિલ્કન અને કચ્છી સોમપુરા કચ્છીની ખાણોમાંથી લાલ/પીળા પથ્થરો શોધી લાવી આ મહેલ બંધાવ્યો છે. મહેલનું બાંધકામ ૧૦ વર્ષ સુધી ચાલ્યું હતું. મહારાવશ્રી ઈ.સ.૧૮૭૫ માં દેવ થઈ ગયા આ મહેલનું બાંધકામ બંધ થઈ ગયું. આ મહેલમાં અંદાજે ૪૦ કમરાઓ આવેલ છે. ચાર માળના રાજમહેલમાં ૧૫૦ ફુટ ઊંચો ટાવર છે. આ ટાવરમાં ચારે દિશાએ ઘડીયાલ લગાડેલ છે.

આ ઘડીયાળ ઈંગ્લેન્ડથી મંગાવેલ છે. મહેલમાં એક મોટો હોલ છે જેમાં કચ્છ રાજનો દરબાર ભરાતો હતો. જૂનો દરબાર આયના મહેલમાં ગાદી તકીયાવારો હતો. અંગ્રેજ આવ્યા બાદ તેમના માટે આ નવો દરબાર હોલ બનાવવામાં આવ્યો. દરબારનાં સોનાના (વરખવારી) રંગની ખુરશીથી તથા સોફાઓ ઉપયોગમાં લેવામાં આવતા હતાં. આ હોલની છતથી ઉંચાઈ ૪૦ ફીટ જેટલી ઉંચી રાખવામાં આવેલ છે. માનવકદના પ્લાસ્ટર ઓફ પેરિસના રોમન પૂતડાઓ પીલરની જગ્યાએ મૂકી એવો ભાવ દેખાડેલ છે કે રાજમહેલની છત આ માણસો ઉપાડીને ઉભા છે. દરબાર હોલમાં મખમલી કારપેટ તથા વેનેશીયલ હાંડીવારા ઝુમ્મરો ટાગવામાં આવેલ છે. જેમાં મીણબત્તીઓથી રોશની કરવામાં આવતી હતી.આ મહેલમાં ટેનીસરૂમ, બિલ્યર્ડ રૂમ, બેડમિન્ટન, ચેસ જેવી ઈન્ડોર ગેમ, પેન્ટ્રી રૂમ, લાયબ્રેરી વિ. ની વ્યવસ્થા કરવામાં આવેલ હતી. ટાવર ઉપર ચડવા માટે ગોળ સીડી બનાવેલ છે. જેમાં પગથીયા એક પથ્થરમાંથી બનાવેલ છે. ઘડીયાલની મશીનરી પાંચમાં માળે ફીટ કરવામાં આવી છે. છઠ્ઠા માળે મોટા મોટા પાંચ ઘંટ રાખવામાં આવેલ છે. જેમાં દર મીનીટે, ૩૦ મિનિટે, ૪૫ મિનિટે તથા એક કલાકના ડંકા પડતા હતાં. આ ડંકાનો અવાજ ટાવરની ૫ કિ.મી.ના ત્રિજ્યામાં સંભળાતો હતો. ઘડીયાલના લોલકનું વજન ૪૦ કિ.ગ્રા.નું છે. વજનીયામાં કુલ્લ વજન ૬૮૦ કિ.ગ્રા. છે. વજનીયામાં સીસું ભરવામાં આવેલ છે. ઘડીયાલને પંદર દિવસે ચાવી ભરવી પડે છે. ઘડીયાલની બાલ્કની પછી ટાવર આવે છે. અહી ૨૦ ફુટનો સ્તંભ ઉભો છે. જેના પર કચ્છ રાજ્યનો ધ્વજ લહેરાતો હતો. ધ્વજ પર કરેજ એન્ડ કોન્ફીડન્સ લખવામાં આવેલ હતું. ટાવરની ટોચ પર હવામાનની દિશા બતાવતી ચકરડી મુકવામાં આવેલ છે. જે દિશા બાજુ પવન હોય તે દિશામાં તીર બતાવે છે. ટાવરની ટોચ પર વિજળીને જમીનમાં ઉતારી નાખવા માટેનો એક ગોળો રાખવામાં આવેલ હતો. જેની સાથે તાંબાની પટ્ટી ઠેઠ જમીન સુધી જોડેલ હતી.

મહારાવ પ્રાગમલ્લજી બીજાનું દેહાંત ઈ.સ.૧૮૭૫ માં થઈ ગયું. તેથી તેઓ મહેલનો ઉપયોગ કરી શક્યા નહીં. તેમના બાદ મહારાવશ્રી ખેંગરાજી ત્રીજા રાજગાદીએ બેઠા. જેઓ જુનવાણી વિચારધારાનાં હતાં. તેઓને આ નવા મહેલમાં રહેવાનું પસંદ ન હતું. તેઓ આયનામહેલની અટારીએ જ બિરાજતાં હતાં. છેલછત્તર પર રાખવામાં આવેલ ઢોલીયા પર રાત્રિનાં ભાગમાં પોઢતા હતાં. પ્રસંગોપાત દરબાર ભરાય ત્યારે તેઓ દરબારમાં આવતા હતાં. મહારાવશ્રી ખેંગરાજી ત્રીજા બાદ મહારાવશ્રી વિજયરાજજી નવી વિચારધારાના હતા. તેમને બાંધકામનો શોખ હતો. તેઓએ સારી એવી લાયબ્રેરી વસાવી હતી. તેઓએ ભુજમાં રણજીતવિલાસ અને માંડવીમાં વિજય વિલાસ બંધાવ્યા. ઉનાળાની સીઝનમાં માંડવી બિરાજતાં. વિજયવિલાસ પેલેસ પાછળ દરિયા કિનારે બાંધેલ ડુમ પર બિરાજી માંડવીના દરિયાને જોવાની મજા લેતા હતા. આ પ્રાગમહેલમાં પહેલવહેલો દરબાર નવેમ્બર ૧૮૭૭ ના રોજ ભરાયો હતો. મુંબઈથી ગવર્નર સર રિચર્ડ ટેમ્પલ પધારેલ અને મહારાવશ્રી બાદમાં ઈ.સ.૧૮૮૨માં સર જેમ્સ ફગ્યુશન પધારેલ અને મહારાવશ્રી ખેંગરાજી ત્રીજાના રાજ્યાભિષેક સમયે ભવ્ય દરબારનું આયોજન થયેલ હતું. આ ઉપરાંત લોર્ડ કર્ઝન, લોડ ઈવરીન, લોડ રે જેવા મહાનુભાવો કચ્છમાં પધારેલ તે સમયે ખાસ દરબાર ભરાયો હતો. આ મહેલનો મર્યાદિત પ્રમાણમાં ઉપયોગ થયેલ છે.મહેલમાં ઉપયોગ થયેલ ફર્નિચર યુરોપથી (ફ્રાન્સ/ઈટાલી) મંગાવેલ હતું. મહેલની સામે જ કોઠાર આવેલ છે. જે કોઠારમાંથી રાજપરિવારનાં રસોડાં માટેનો સામાન તથા કચ્છ રાજ્યનાં નોકરોને મળતા પેટીયાને સામાન મળતો હતો. દરબારગઢમાં બે દરવાજા રાખવામાં આવેલ છે. એક મુખ્ય પ્રવેશદ્ધાર જે તોરણીયા નાકા તરીકે ઓળખાય છે. આ તોરણીયા નાકા પર મોગલ ડચ તથા કચ્છી સ્થાપત્યના દર્શન થાય છે. દરવાજાની બહારની બાજુએ ઉભેલા દરવાનોના પૂતડાને ડચ શૈલીમાં ડ્રેસ પહેરાવેલ છે. આ અસર યુરોપની છે. ઉપરના ભાગે પરી (એન્જલ) ના શિલ્પો જોવા મળે છે. શક્ય છે રામસંગ માલમના સમયમાં આ દરવાજા પર શિલ્પો કોતરવામાં આવ્યા હોય. પ્રવેશદ્ધાર તોતિંગ દરવાજામાં અણીવાળા ખીલા ખોડવામાં આવેલ છે. આ દરવાજા હળવદ સાથે થયેલ ધીંગાણામાં જીતીને લઈ આવેલ છે. તોરણિયા નાકાનું રાજકીય, ધાર્મિક તેમજ ઐતિહાસિક મહત્વ ઘણું છે. કચ્છના રાજઘરાનાના તમામ પ્રસંગોના નાકો સાક્ષી છે. નાકાની ઉપર છપ્પન ભૈર કાયમ વાગતી હતી. આ ભૈર ચોઘડીયા પ્રમાણે કચ્છના લંઘાઓ વગાડતા હતાં. નવરાત્રિના દિવસોમાં દરબારગઢની અંદર આવેલ મોમાય માતાજીના મંદિરથી માતાજીના ચમર ઉપાડી મહારાવ ખુલ્લા પગે આ મુખ્ય નાકા સુધી આવતા બાદમાં આ ચમર વેલમાં માતાને મઢ લઈ જવાતા. માતાને મઢમાં ચાચરકુંડમાં મહારાવ સ્નાન કરી ત્યાંથી ખુલ્લા પગે મા આશાપુરાજીના મંદિર સુધી જતા હતાં. જાગડીઆ ડાંક વગાડતા સાથે ચાલતા અન્ય ભક્તોની ભીડ રહેતી હતી.

મહોરમ વખતે કચ્છના મહારાણી રોજા રાખતા અને તાજીયાનું ઝુલુસ જોવા આ તોરણીયા નાકના ગોખમાં ઉભા રહેતા હતાં. એક પગે ઉભા રહી સીદીઓના રથના દર્શન કરી. ઉપવાસ છોડવાનો એમનો નિયમ હતો. જ્યારે બીજો નાકો જે મુડદા નાકા તરીકે ઓળખાય છે. આ નાકામાંથી ફક્ત મુડદાને જ કાઢવામાં આવતો હતો. રાજઘરાનામાં મરણ થઈ જાય ત્યારે મુડદાને આ નાકામાંથી કાઢી છતરીએ લઈ જવાતો હતો.

દરબારગઢને ફરતે બંધાયેલ ગઢ અસલમાં ૧૬મી સદીમાં બંધાયેલ બાદમાં મહારાવશ્રી લખપતજી (૧૭૫૨-૬૧) ના સમયમાં મુખ્ય પ્રવેશદ્ધારમાં ફેરફાર અને બાદમાં ઈ.સ.૧૮૧૯ નાં ધરતીકંપથી ગઢની દિવાલને થયેલ નુકસાનને મરામત કરી જૂના ગઢની દિવાલની બહાર સાઈડથી બીજા નવા પથ્થરોથી રીપેરીંગ કરવામાં આવેલ હતી. ઈ.સ.૨૦૦૧ માં થયેલ ભૂકંપમાં આ નવી બનાવેલ દિવાલ પડી જતાં અંદરના ભાગનો જૂનો ગઢ દેખાઈ આવ્યો. દરબારગઢની ફરતે દિવાલની ઉંચાઈથી ઉંચ્ચે કોઈ પ્રજા પોતાનું મકાન બંધાવી શકે નહીં એવો નિયમ હતો.

# મસાડા (ઇઝરાયેલ) અને ધોળાવીરા (કચ્છ)
## એટલે પુરાતત્વ અને પ્રવાસનનો અનેરો સમન્વય

- કીર્તિ ઠાકર

ઈઝરાયેલના ઈતિહાસમાં "મસાડા" ખુબ જ પ્રખ્યાત વાર્તાઓની ભૂમિ છે. ઈ.સ. પૂર્વે ૭૩ ની સાલ થી મસાડા શુરવીરોની ભૂમિ તરીકે ઓળખાય છે. ઈઝરાયેલ ખાતે મૃત સમુદ્રની પાસે વસેલ પુરાતન સ્થળ મસાડા ઐતિહાસિક ઘટનાઓથી સભર છે. એલેક્ઝાન્ડર સમ્રાટના કાળમાં ઈ.સ. પૂર્વે ૧૦૭-૭૬ ના કાળમાં અહીંયા ટંકશાળઓ સ્થપાઈ હતી તેવું માનવામાં આવે છે જે અંગે સ્થળ પર ઉત્ખનન સમયે મળેલા સિક્કાઓ પરથી તારણ કાઢવામાં આવ્યું હતું. ઈ.સ. પૂર્વે ૪૦ની સાલમાં હેરોડ જેરુસલેમ રેફ્યુજી તરીકે અહીં વસવાટ કરવા આવેલ અને ત્યારબાદ અહીંયા સ્થાયી થઈ ગયા હતા. કુટુંબ કબીલા સાથે ત્યાંથી મુસાફરી કરી ઈજિપ્ત તરફ આગળ ગયા હતા. ઈ.સ. પૂર્વે ૩૯ ની સાલમાં હેરોડ બે રોમન રાજ્યના વાડા સાથે પરત આવ્યા. ત્યારબાદ હેરોડ એ અહી પોતાના રહેવા માટે ભવ્ય મહેલની રચના કરી, જેમાં સુંદર 'મોઝેક' કારીગરીવાળા ફ્લોરની રચના જોવા મળે છે તથા મહેલની ભવ્ય દીવાલો પર સુંદર ચિત્ર કામ કરવામાં આવ્યું હતું. ભવ્ય સ્ટોર સુધી અનાજ, પાણી, શાસ્ત્રો, જીવન જરૂરિયાતોના સાધનો રાખવામાં આવ્યા હતા અને 'મસાડા'ની ફરતે ચારેકોર વિશાળ કિલ્લાની દીવાલો બનાવવામાં આવી હતી. કિલ્લાનું કામ પૂર્ણ થતા સુધીમાં ઈ.સ. પૂર્વે ૪૦ માં હેરોડનું દેહાંત થયું ત્યારબાદ તેના દીકરાને 'મસાડા'નું તંત્ર સોંપવામાં આવ્યું, પરંતુ થોડાજ સમયમાં મસાડા પર રોમનનું રાજ્ય સ્થાપીત થયું. આમ, મસાડા જ્યુઈશ લોકોના સૈનિકોનું મથક બની ગયું. ઈ.સ. પૂર્વે ૬૬ માં જ્યુઈશ રાજાનું પતન થતા, જેરુસલેમથી તેઓ રેફ્યુજી તરીકે અહીં આવીને વસવા લાગ્યા. તેઓએ ઉપરના ભાગમાં કબ્જો કરી લેતાં, રોમનો સાથે સતત સંઘર્ષમાં રહેવું પડયું. પરંતુ જ્યુઈશ લોકોની મસાડા પરની મજબૂત પકડ હોવાથી ઈ.સ. પૂર્વે ૭૩ સુધી સંઘર્ષ ચાલુ રહ્યો, જેના પરિણામે સંઘર્ષ ત્યાં સુધી ચાલ્યો કે માત્ર ૧૦૦૦ જેટલા જ્યુઈશ વાસીઓ બચ્યા હતા, ત્યારે દુશ્મનોને જાત સોંપવાને બદલે, બલિદાન આપવાનું નક્કી કરી 'દેહત્યાગ' કર્યો, ત્યારે શૂરવીર સૈનિકોએ કહ્યું "મસાડા નું ફરી પતન નહિ થવા દઈએ" આમ કહી પોતાના પ્રાણોની 'આહુતિ' આપી અમર થઈ ગયા.

મસાડા,ઈઝરાયેલ

Pic Reference - https://en.wikipedia.org/wiki/Masada

પરંપરાને જાળવવામાં તેઓએ જાતની આહુતિ આપી. આજે પણ આ ઘટનાને ઈઝરાયેલમાં યાદ કરવામાં આવે છે. રોમનોની છેલ્લી જીતના આ પ્રસંગ પરથી "ધી બ્રેનહર" નામની હોલીવુડની પ્રખ્યાત ફિલ્મ પણ બની હતી. આ લડાઈમાં છેલ્લા ૧૦૦૦ જેટલા ઈઝરાયલીઓએ છેવટ સુધી રોમન સૈન્ય સામે ટક્કર ઝીલી હતી. મસાડા નામની છેવટની આઉટ પોસ્ટ પર આ લોકો પોતાના જીવનનો ખોફનાક અંત આણી સામે ચાલીને મોતને વહાલું કરીને પણ રોમનોના તાબે થયા ન હતા કે જીવતા પકડાયા ન હતા. છેવટે બચવાનો કોઈ માર્ગ ન મળતા આ ૧૦૦૦ લોકોએ સામુહિક આત્મવિલોપન કર્યું હતું, જેમાં સ્ત્રીઓ અને બાળકો પણ હતા.

આ વીર બહાદુરોની યાદીમાં મસાડા આજે પણ ઈઝરાયેલમાં આવેલા મુખ્ય પર્યટન સ્થળોમાં આગવું મહત્વ ધરાવે છે. જેરુસલેમથી લગભગ ૨૫ કિ.મિ.ના અંતરે આવેલું મૃત સમુદ્ર 'ડેડ સી' અને જોહર નદીના મુખ પાસે મસાડા આવેલું છે તેમજ રેતિના ટીલા (સેન્ડ ડ્યુન) પર મસાડા વસેલું છે. ઈઝરાયેલ સરકાર દ્વારા આ ઐતિહાસિક સ્થળને પ્રવાસન કેન્દ્ર તરીકે વિકસિત કરવામાં આવ્યું છે તેમજ અહીના પુરાતત્વીય અવશેષોની ખુબ જ સારી રીતે જાળવણી કરવામાં આવી છે. પ્રવાસીઓ માટે મૂળભૂત આંતરમાળખાકીય સુવિધાઓ પણ પુરતા પ્રમાણમાં ઉભી કરાઈ છે. પાર્કિંગ પ્લોટ, કાફેટારિયા, રોપ-વે, શૌચાલયો, ગાઈડ વગેરેની સુવિધા ઉભી કરાઈ છે. મસાડાની ઐતિહાસિક બાજુને તેમજ પુરાતત્વીય મહત્વને યોગ્ય રીતે ઉજાગર કરતુ સાહિત્ય પણ ઉપલબ્ધ છે. ટુંકમાં આ ઐતિહાસિક અને પુરાતત્વીય સ્થળ પર પ્રવાસીઓને આકર્ષિત કરવા માટે તમામ પ્રયાસો ખુબ જ સુંદર રીતે પાર પાડેલા જોવા મળે છે જેના પરિણામે મુલાકાતીઓને અહીં આવવાનું મન થાય અને તેઓ સફળ પણ થયા છે જેનો ખ્યાલ આપણને અહી વર્ષ દરમ્યાન આવતા લાખોની સંખ્યામાં પ્રવાસીઓથી થાય છે.

'મસાડા'માં જોવાલાયક સ્થળોમાં ખાસ તો 'સ્નેક પાથ ગેટ', કિલ્લાની દીવાલ, સ્ટોર્સ હાઉસ, બાથ હાઉસ, ઉત્તર પેલેસ ,ઉપરી ટેરેસ, લૉઅર ટેરેસ, વહીવટી મકાન, સીને ગોગ, પાઠશાળા, પશ્ચિમ પેલેસ, ચર્ચ વગેરે અનેક આકર્ષણો છે. પુરાતન કાળમાં પાણી માટેની અદભુત વ્યવસ્થા કરવામાં આવેલી, જે ખુદ એક આકર્ષણનો વિષય છે. પાણી માટે મોટો હોઝ બનાવવામાં આવેલો અને કન્સીલ્ડ કેનાલો દ્વારા પાણીનું વિતરણ કરવામાં આવતું. પાણી ઉપર લાવવા માટે આ હોઝનો ઉપયોગ કરવામાં આવતો, હેરોડના સમયમાં માનવશ્રમ દ્વારા ચામડાની પખાલમાં ઉપર સ્નેક પીટ માર્ગ દ્વારા પાણી ઉપર લાવવામાં આવતું.

આ સ્થળે ૧૯૦૦ વર્ષના અદભુત ઈતિહાસનું વર્ણન કરતો ૫૦ મિનિટનો સાઉન્ડ એન્ડ લાઈટ શો દરરોજ સંધ્યાએ થાય છે જે અહીંનું ખાસ આકર્ષણ છે. ખુલ્લા થિયેટરમાં આ શો જોવા માટે હેડફોન લગાવવાથી અંગ્રેજી, રશિયન, ફ્રેન્ચ, જર્મન, સ્પેનિશ જેવી વિવિધ ભાષામાં રજૂઆતોને સાંભળી શકાય છે. પુરાતત્વ વિભાગ દ્વારા આ સાઈટનું વર્ષ ૧૯૬૩-૬૫ દરમ્યાન સંશોધન કરવામાં આવ્યું હતું અને વર્ષ ૧૯૮૯થી પ્રવાસીઓ માટે આ સાઈટને ખુલ્લી મુકવામાં આવી હતી.

ભારતના પુરાતત્વ વિભાગ દ્વારા ગુજરાતનાં કચ્છમાં ખડીર બેટ ખાતે ધોળાવીરા નામની જગ્યાનું શંશોધન કરવામાં આવેલું છે. આ સ્થળ વિશ્વ વિખ્યાત સિંધુ સંસ્કૃતિનો ભાગ છે. છેલ્લા કેટલાક વર્ષોથી આ સ્થળ પ્રવાસનના નકશા પર આવેલ છે. પરંતુ ખેદની વાત છે કે તેના વિકાસ માટે કોઈ નક્કર પગલાં લેવાયા નથી. ઈજિપ્તમાં કેરો, ઈઝરાયેલમાં મસાડા, કુમરન જેવા સ્થળોની જેમ ધોળાવીરા પણ પ્રવાસીઓ માટે આકર્ષણનું કેન્દ્ર બને અને પ્રવાસીઓ બહોળા પ્રમાણમાં આવે તેવી સવલતો ઉપલબ્ધ કરવામાં આવે તો આ સ્થળ વિશ્વ કક્ષાએ મોટું કેન્દ્ર બને તેમ છે.

ગુજરાતમાં સિંધુ સંસ્કૃતિ સભ્યતાનો આ ભવ્ય વારસો જોવા આવવા માટે મુખ્ય પાયાની જરૂરિયાત સુવિધાઓ આપવામાં વિલંબ શા માટે? ત્યાં જનારા પ્રવાસીઓ માટે પીવાના પાણીથી લઈને સામાન્ય જરૂરિયાત પણ ઉપલબ્ધ કરાવવામાં આવતી નથી. રાપરથી ૮૫ કિ.મી.ના અંતરે આવેલા ધોળાવીરા પહોંચવા માટે સિંગલ રોડ તો છે, પરંતુ કાફેટેરિયા, શૌચાલયો, વિરામ સ્થળ, માહિતી કેન્દ્ર, ટ્રેનિંગ પામેલા ગાઈડ તથા પુસ્તકો, પ્રવાસન સાહિત્ય, સોવેનીયર શોપ વગેરેમાંથી કશું જ ઉપલબ્ધ નથી.

જો કે તાજેતર ભારત સરકાર દ્વારા ધોળાવીરાને સ્પેશિઅલ પ્રવાસન ઝોન જાહેર કરવામાં આવ્યો છે અને તે થકી અહિં આંતરરાષ્ટ્રીય સ્તરની સુવિધાઓ વિકાસ કરવાની કામગીરી અગ્રીમ તબક્કે હાથ ધરવાની યોજના છે. આ થકી ધોળાવીરા તમામ તબક્કે વિકાસ થશે તેવી આશા રાખીએ.



આમ જોવા જઈએ તો મસાડા - ધોળાવીરા બંનેમાં અનેક સામ્યતાઓ છે.

૧) આ બંને પુરાતત્વીય સાઈટ છે

૨) જ્યુઈશ - રોમન સંસ્કૃતિના દર્શન તો બીજી સિંધુ સંસ્કૃતિના દર્શન

૩) બંને સ્થળો ૩૫૦૦ થી ૪૦૦૦ વર્ષ પૂર્વેનો ઈતિહાસ વર્ણવે છે

૪) બંને સ્થળો રણ વિસ્તારમાં આવેલા છે

૫) પુરાતન જળ વ્યવસ્થા એક સરખી જોવા મળે છે.

૬) સેન્ડ સ્ટોનનો બીજા સ્થળે ઉપયોગ થયો છે

૭) બંને સ્થળોમાં કન્સીલ્ડ ગટર વ્યવસ્થા અને કેનાલ વ્યવસ્થા એક સરખી જોવા મળે છે

૮) પાણીના પરવહામાં સંગ્રહ કરવાની રીતમાં સમાનતા જોવા મળે છે

૯) ટાઉન પ્લાનિંગ ડિઝાઈનમાં ઘણી સામ્યતા જોવા મળે છે

૧૦) વ્યાપાર વિનિયનમાં ગુગળનો નિકાસ બંને જગ્યાએ સામ્ય જોવા મળે છે.



મસાડા,ઈઝરાયેલ



ધોળાવીરા

આમ બંને અનેક બાબતોમાં સામ્યતા હોવા છતાં પ્રવાસનની દ્રષ્ટિએ બંનેમાં તફાવત જોવા મળે છે. મસાડામાં પ્રવાસીઓની સંખ્યા વધારે રહે છે, જ્યારે ધોળાવીરામાં પ્રવાસીઓની સંખ્યા ઓછી રહે છે. આમ કેમ?

તેનો એક જ જવાબ હોઈ શકે કે હાલમાં કચ્છમાં પ્રવાસીઓની સંખ્યા વધારવા માટે સરકાર તેમજ સ્થાનિક કોમ્યુનિટી સ્થાનિક લોકો બંનેના સહ પ્રયાસથી જ પ્રવાસીઓની સંખ્યા વધારી શકાય. સતત પ્રવાસીઓ આવવાથી આ પરંપરા અને સંસ્કૃતિનો "અતુલ્ય વારસો" જળવાઈ રહેશે.

ધોળાવીરા

# સમુદ્ર કિનારે સર્જન
# પીપાવાવ અને જાફરાબાદ

- પ્રવીણ ક. લહેરી




દુનિયાના આ માનવ-મહેરામણમાં વ્યક્તિનું હોવું તે તો સિંધુમાં બિંદુના અસ્તિત્વ જેવું છે. અતિ અલ્પ હોય પણ તેનો સરવાળો જ વિરાટને સર્જે છે. તેથી કવિ બાલમુકુંદ દવે કહે છે.

જોને સખી, જગવડલા હેઠે
ઋણ સબંધે આવી ચડેલો
કેવો મળ્યો ભાતભાતનો મેળો !
કોક ખૂણે સંસારિયા ઋણી,
કોક ખુણે અવધુતની ધૂણી !
કોક પસંદ કરે સથવારો,
કોક વળી નિઃસંગ જનારો !

દેશના પશ્ચિમ છેવાડે આવેલું સૌરાષ્ટ્ર એટલે વિવિધતાસભર, અટપટું પણ અલખની આરાધના કરતા સંતો અને અન્યની રક્ષા માટે શહીદી વહોરનારા વીરોની અદભુત પરંપરાઓના પ્રદેશ. સાગરકાંઠાનું સૌંદર્ય, પ્રવાસ વિના માણવું હોય તો ગુજરાતના જૈફ ફોટોગ્રાફર પ્રાણલાલભાઈ પટેલે ૯૦ વર્ષની ઉંમર બાદ સાહસ ખેડી લીધેલા ફોટોગ્રાફ્સ જોવા જોઈએ. રાજુલાની દક્ષિણે પોર્ટ આલબર્ટ વિક્ટર આવેલું છે. છે ને અસલ અંગ્રેજી નામ ! બોલિવૂડ, ટેલિવૂડ, ગોલિવૂડ, જેવું મારીમચેડીને બનાવેલું નહીં.

ભાવનગર રાજ્યના પ્રબુદ્ધ દીવાન સર પ્રભાશંકર પટ્ટણી અને લોકહિતને વરેલા રાજવી કૃષ્ણકુમારસિંહે એવું દરિયાઈ સ્થાન પસંદ કર્યું કે મુંબઈના બારાને અને કરાંચીને ટક્કર મારી શકે. જમીનમાં નાનો અખાત રચતો સમુદ્ર, એક બાજુ તળ ભૂમિ તો બાજુ ચાંચ જેવી જમીનની પટ્ટી. દરિયાના મોજા સામે રક્ષણ આપતો શિયાળબેટ (ટાપુ) અને સ્થિર ઊંડાં પાણી. ભાવનગર રાજ્યે આયોજન કર્યું હતું કૃષ્ણબંદરના નિર્માણનું, પણ હિંદને ગુલામીમાં જકડી રાખનાર બ્રિટિશ શાસનને આ વાત તો આંખમાં કણાની જેમ ખુંચે. ભાવનગર રાજ્ય નૌસેના તો નહીં વિકસાવે ? ભાવનગરના નવા બંદરથી મુંબઈનું મહત્વ તો નહીં ઘટી જાય ? ભાવનગર રાજ્ય અન્ય વિદેશી નૌકાદળને પગપેસારો તો નહીં કરવા દે ? શંકા, અગમચેતી અને કૂટનીતિ જેની રગરગમાં વ્યાપેલી છે તેવા ગ્રેટ બ્રિટને ભાવનગર રાજ્યને રોકવા પ્રયત્ન કર્યો. ભાવનગર રાજ્યે કાંઠું ન આપ્યું તેથી વહેમ વધ્યો. સામ્રાજ્યે દબાણ વધાર્યું. એક અંગ્રેજ અફસરને નપાણિયા ખારાપટમાં આવેલ બંદરના બાંધકામની નિગેહબાની માટે નીમ્યો. કુદરતને કરવું અને કહેવત જેવું થયું. 'કાગનું બેસવું અને ડાંળ'નું પડવું જેવો જોગાનુજોગ બનાવ બન્યો. ટૂંકી માંદગીમાં જ અંગ્રેજ અફસરનું અકાળ મૃત્યુ થતાં સામ્રાજ્યે શંકાની સોય ભાવનગર રજ્ય સામે તાકી. શું થયું ? કેમ થયું ? અકસ્માત કે કાવતરું ? વહેમનાં વાદળો ઘેરાયાં. વિચક્ષણ દિવાને અંગ્રેજો સાથે મંત્રણા કરી ભાવનગર રાજ્યની વિશ્વસનીયતા પુનઃ સ્થાપી. ફરજ પર મૃત્યુ પામેલા અંગ્રેજના પરિવારને આર્થિક સહાય કરી અને બંદરનું વિધિવત ઉદઘાટન કરવા માટે બ્રિટિશ સરકારને વિનંતી કરી. સામ્રાજ્યે શાહીકુંવરને ખાસ જહાજમાં મોકલ્યા અને બંદરનું નામ ફેરવી નાખ્યું - કૃષ્ણ બંદરના બદલે પોર્ટ આલબર્ટ વિક્ટર.

ભાવનગર રાજ્યે રાજુલાને બદલે વિક્ટરને મહાલ જાહેર કર્યો. મહાલકારીને રહેવા - કામ કરવા માટેનો દરબારગઢ બાંધ્યો પણ વર્ષો સુધી વિસ્તાર ઉજ્જડ જ રહ્યો. મુંબઈ રાજ્યે નજીકની જગ્યાનું નામ આપ્યું પોર્ટ પીપાવાવ. ભગવાન જેવું રાજાનું નામ કૃષ્ણ બંદર સાથે જોડાય તે પહેલાં પ્રિન્સ આલબર્ટ વિક્ટર જસ ખાટી ગયા. વાસ્તુ ગણો કે વહેમ, બંદર ન જામ્યું એટલે કૃષ્ણ અને વિક્ટરની જગ્યાએ સંત પીપાનું નામ જોડતાં અંતે ભગવાન કરતાં ભક્તનો મહિમા થયો. ઈશ્વર એમાં જ રાજી હોય ને ! ભાવનગર દરબારે ચાંચની પટ્ટી પર બંને બાજુ ઘૂઘવતા સાગર વચ્ચે મહેલ બાંધ્યો છે. ચાંચ બંગલા તરીકે વિખ્યાત આ મિલકત જેટલી વાર વેચવા કાઢી તેટલા દિવસ વપરાઈ નથી ! કચ્છના માંડવીના વિજયવિલાસ પેલેસ અને ચાંચ બંગલો એટલે ગુજરાતના સમુદ્રકાંઠાના બંધ પટારામાં રખાયેલાં આભૂષણો ! ક્યારે આ ઝવેરાત ગરવી ગુજરાતના દેહને દીપાવશે તેની સૌને ઇંતેજારી છે. ચાંચ બંગલો એટલે અરબી સમુદ્રના ખારા પવનો વચ્ચે અડીખમ ઊભેલો રાજુલાનો આગવો પહેરવેશ અને તેનું ઉત્તમ ઘડતર !

પીપાવાવના બંદરની જેમ નહાર શિયાળબેટ જાફરાબાદના બંદરની ખાડીને પણ રક્ષણ આપે. જાફરાબાદ મારું મોસાળ, જ્યાં મેં ધોરણ ૫ અને ૬નો અભ્યાસ કર્યો હતો. જાફરાબાદ સેંકડો વર્ષ કોંકણના મરડુ જંજીરાના સીદ્દી નવાબને તાબે રહ્યું. દરિયાઈ માર્ગે સહેજે ઉત્તર-પશ્ચિમે આગળ વધીએ એટલે પોર્ટુગીઝોના કબજા હેઠળનું દીવ. ૪૦ દરિયાઈ નોટિકલ માઈલના વિસ્તારમાં ત્રણ રાજ્યસત્તાઓનો ત્રિભેટો. દિવ તો હજી પણ કેન્દ્રશાસિત પ્રદેશ છે. જાફરાબાદ મુંબઈથી ૧૪૪ નોટિકલ માઈલ. ૧૯૬૫ સુધી તો સિંધિયા સ્ટીમ નેવિગેશનની 'સરસ્વતી' સ્ટીમર કરાંચી, માંડવી, પોરબંદર, જાફરાબાદ થઈને મુંબઈ પહોંચતી. જાફરાબાદની ખાડી કાંપના કારણે છીછરી તેથી લોંચ સાથે જોડેલા મછવામાં (બાર્જ) પ્રવાસીઓ અધદરિયે લાંગરેલી સ્ટીમરમાં ચડ-ઉતર કરે. દરિયો તોફાની હોય તો અગવડ તો પડે પણ સાથે સાથે અભયપ્રેરિત પ્રભુસ્મરણ અવશ્ય થાય. જાફરાબાદનો મુખ્ય વ્યવસાય મચ્છીમારી. ઉંમરગામ, નારગોળ, દમણ, વાંસીબોરસી, દાંડી જેવા દક્ષિણ ગુજરાતના માછીમારો દિવાળી આસપાસ જાફરાબાદ આવે. જાફરાબાદના સામા કાંઠે રેતાળ જગ્યા પર ઝૂંપડા બાંધે. આ જગ્યા હોડાનગર તરીકે ઓળખાય. માછલી પકડીને કાંઠે લાવી આ રેતાળ જમીન પર સૂકવાય. આ ધંધો વ્યાપક.દેશના વનવિસ્તારમાં વસતા આદિવાસીઓ માટે આ સૂકવેલ માછલી એ બંગાળીઓના ભોજનની માછલી જેમ પોષણનો આધાર.




હું મુંબઈ અભ્યાસ કરું ત્યારે શિવરીની મચ્છીબજારમાં જાફરાબાદના યાકુબઅલી કાકાને મળવા જાઉં અને હૉસ્ટેલમાં પાછો આવું તો ઘણાંને નાક આડે રૂમાલ રાખવો પડે. જાફરાબાદ ગામમાં તો સુકાતી મચ્છીની વાસ એ જ શ્વાસોચ્છવાસ. ડૉ. કિરણ બેદીને પોરબંદરમાં આવી વાસનો અનુભવ થતાં તેમણે સુપ્રીમ કોર્ટના દરવાજા ખટખટાવ્યા હતા. તેઓ જાફરાબાદમાં અઠવાડીયું રોકાય તો ? ક્યાં તો ફરી કોર્ટમાં જાય અથવા ટેવાઈ જાય ! જાફરાબાદ અને દક્ષિણ ગુજરાતનાં બંદરો વચ્ચે અવરજવર સામાન્ય ગણાતી. આજે આપણે જે સરળતાથી જમીનમાર્ગે પ્રવાસ કરીએ છીએ તેટલી જ સરળતાથી અગાઉ લોકો દરિયાઈ સફર કરતા હતા.

જાફરાબાદ બંદર કરતાં તેની શાળાના કારણે વધારે જાણીતું એક અનેરું વિદ્યાધામ. જાફરાબાદની ઘણી વસ્તુઓ વખણાય. ગુજરાતમાં ભેંસોની બે સારી જાત. એક મહેસાણી અને બીજી જાફરાબાદી. જાફરાબાદનો દેશી બાજરો એટેલે રોટલાનો સાચો સ્વાદ. આજકાલ સારી હૉસ્ટેલમાં એસપેરેગસ સૂપ કે તેની કૂણી ડાંડલી એટલે પસંદગીની વાનગી. મેં હૉસ્ટેલમાં પ્રથમ વખત આ વાનગીઓ ચાખી એટલે સમજાઈ ગયું કે અરે, આ તો જાફરાબાદી ડાંભો ! જાફરાબાદના એક શિક્ષકે 'રંગ છે જાફરાબાદી ડાંભો' નામનું કાવ્ય પણ રચેલું. ભવિષ્યે કોઈ વાનગીના પુસ્તકમાં તેનો સમાવેશ થાય તેવી મારી અંતરની ઈચ્છા ખરી. હમણાં હમણાં, ખાસ કરીને સુનામી પછી 'ચેર' નામની વનસ્પતિના વાવેતરનું મહત્વ ધરાવે છે.




કવિ દીપક બારડોલી એ પોતાના વતન બારડોલી માટે જે કહ્યું છે
તે આપણા સૌના વતન માટે લાગુ પડે છે.

'આ મારી જન્મભૂમિ !
હું અકસર, રાતોનો સન્નાટો ઓઢીને
તારીનમણી ગલીગલીમાં ખોવાયેલ સોનકણી-શી
મારા માસૂમ બચપન કરી
ફૂલગુલાબી યૌવન કરી
ગોતવા એક એક ક્ષણ આવું છું.
તવ માટી માથે ચઢાવું છું.
દીપ કણેકણ પેટાવું છું.'

જાફરાબાદની ખાડીના કાંઠે ચેર તો હતા પણ સાથે સાથે દરિયાઈ શેવાળ નજીક એક ખાસ પ્રકારની ભાજી ઊગે છે. સ્થાનિક લોકો તેને શેવાળિયાની ભાજી કહે છે. બાફ્યા બાદ રેસા અને પોચો ભાગ છૂટા પડે. સારી રીતે વઘારીને રાંધેલી આ ભાજીમાં ગમે તે મસાલો કરી શકાય પણ મીઠું ન નંખાય. કુદરતી રીતે ખારાશ ધરાવતી આ વનસ્પતિના લાભપ્રદ ગુણો માટે સંશોધન કરવા જેવું છે.

અગાઉ વહાણવટાને કારણે દેશ-વિદેશના સમુદાયો સ્થાયી થતાં જાફરાબાદમાં સીદ્દી, તુરક જેવી જ્ઞાતીઓ પણ ખરી. ગિટ્સના બ્રાન્ડ નેમથી તૈયાર ખાનપાનનો વ્યવસાય વિકસાવનાર પણ જાફરાબાદનો ખોજા પરિવાર. જાફરાબાદના વિકાસ સાથે અતૂટ રીતે સંકળાયેલું નામ એટલે છોટુભાઈ મહેતા. ૧૯૬૨ની વિધાનસભાના સભ્ય, શાળાના વિદ્યાર્થી, શિક્ષક, આચાર્ય, નિયામક અને જાફરાબાદની ચાર પેઢીના ઘડવૈયા આજે ૯૭ વર્ષે મુંબઈમાં હલન-ચલનની અગવડ વચ્ચે પણ રહે છે તેમનો જીવ તો જાફરાબાદમાં. જાફરાબાદનો ૪૦૦ વર્ષ પુરાણો કિલ્લો આજે પણ અતીતની યાદમાં અડિખમ ઊભો છે. ઊંચા ટેકરા પરથી સમુદ્ર પર નજર રાખી શકાય તેવા મિનારા સાથેનો આ દુર્ગ દીવના ઐતિહાસિક કિલ્લાની તુલનામાં રાખી શકાય તેવો છે. આવી વિરાસતોનો ઈતિહાસ લખવાની અને જાળવણી કરવાની આપણી જવાબદારી છે.

# પાણી વગર આપણને કેટલો વખત ચાલે?

- લલિત ખંભાયતા

હમણાં જ દેશના છઠ્ઠા મોટા મહાનગર ચેન્નઈમાં પાણીની અસાધારણ અછત જોવા મળી અને આખા દેશે એ દુર્દશા જોઈ. આજે ચેન્નઈની સ્થિતિ છે, એ આવતી કાલે બીજા શહેરોની પણ થવાની જ છે. કેમ કે મૂળભૂત રીતે આપણે જળ-સંરક્ષણની ટેવ પાડી નથી.

જુલાઈ માસમાં ભારતે ચંદ્ર પર ચંદ્રયાન-૨ નામનું મહાત્વાકાંક્ષી મિશન રવાના કર્યું. એ મિશનના વિવિધ ઉદ્દેશ પૈકીનો એક ઉદ્દેશ ચંદ્ર પર જળની શોધ કરવાનો પણ છે. ચંદ્રયાન-૧ વખતે જળની હાજરી હોવાની જાણકારી મળી ગઈ હવે એ જળનો વધુ અભ્યાસ કરવાનું કામ ચંદ્રયાન-૨ કરશે. પાણીનું મહત્ત્વ પૃથ્વી પર તો છે, સાથે સાથે બીજા ગ્રહો પર પાણીનું એક ટીપું મળી આવે એટલા માટે સંશોધકો રાત-દિવસ એક કરી રહ્યા છે, અવકાશ સંશોધન સંસ્થાઓ અબજ ડોલરનો ખર્ચ કરી રહી છે. કેમ કે પાણી નથી તો માનો કંઈ નથી.

ગુજરાત પર તો નર્મદાની કૃપા છે અને મેઘરાજાની મહેર છે એટલે સાવ તળિયું આવે ત્યાં પાણી વહેતું થઈ જાય છે. તો પણ ગુજરાતના ઘણા ભાગો અછત ભોગવી રહ્યાં છે. પરંતુ ખરેખર અછત કેવી હોય? તેનાં વધુને વધુ ઉદાહરણો દુનિયા સમક્ષ આવી રહ્યાં છે. જેમ કે ચેન્નઈમાં મે-જૂન મહિના દરમિયાન પાણી તળીયે ગયું ત્યારે અનેક હોટેલ્સની બહાર બોર્ડ હતા કે પાણીના અભાવે ફલાણી તારીખ સુધી હોટેલ-રેસ્ટોરાં બંધ છે. પાણીના અભાવે કામ-ધંધો બંધ કરવો પડે એવી અધોગતિ સુધી તો આપણે આવી પહોંચ્યા છીએ. દક્ષિણ આફ્રિકામાં લોકો પોતાની સાથે પાણીની બોટલ લેવાનું ભૂલતા નથી. રેસ્ટોરામાં જમવા જતી વખતે ગ્રાહક માંગે નહીં તો પાણી આપવામાં આવતું જ નથી, મેનુ આવે, ઓર્ડર આપો એ આવે, પણ પાણી ન આવે. કેમ કે ત્યાં લોકો એવુ માનીને જ ચાલે છે કે દરેક વ્યકિત પોતાની જરૂરિયાતનું પાણી સાથે લઈને જ ફરે છે.



લોકોના મગજમાં રાઈ ભરાયેલી હોય એવું કહેવતમાં કહી શકાય પણ હકીકત એ છે કે આપણા મગજમાં ૭૫ ટકા પાણી ભરેલું હોય છે. ઈન-ફેક્ટ મગજ આખુ પાણીમાં જ તરે છે. જોકે એ પ્રવાહી શુદ્ધ પાણી નથી. પરંતુ મગજ નાજૂક હોવાથી તેને પ્રવાહીમાં તરતું રાખવામાં આવ્યુ છે. શરીરનું તાપમાન વધે નહીં અને ઘટે નહીં એ જોવાનું કામ પાણી કરે છે. એટલે જ ઉનાળામાં વધુ પાણી જોઈએ. કેમ કે ગરમી લાગવાથી શરીરનું પાણી પરસેવા સ્વરૂપે બહાર નીકળતું રહે છે. એ સંજોગોમાં શરીરમાં પાણીનો ઘટાડો થાય એ પૂરો કરવા માટે પાણી પીતા રહેવું પડે છે. પાણી ન મળે ત્યારે શરબત, પાણીનો ભારે જથ્થો ધરાવતા તરબૂચ જેવા ફળ, બરફગોલા વગેરેથી પણ આપણુ કામ ચાલે છે. હાડકાંમાં ૨૨ ટકા જેટલો પદાર્થ પ્રવાહી ભરેલો હોય છે. એ વગર હાડકાં ટકી શકે નહીં. શરીરના હાડકાં વચ્ચેના સાંધાનું જોડાણ પાણી ભરેલી કોથળી જેવા સ્નાયૂ દ્વારા જ થાય છે.

શરીરથી બહાર નીકળીને આખી ધરતીનો વિચાર કરીએ તો જણાઈ આવે કે પૃથ્વી પર જે કંઈ જીવન છે એ જળ પર જ નિર્ભર છે, એટલું જ નહીં, જળમાંથી જ જીવન સ્થળમાં એટલે કે જમીન ભાગ પર આવ્યું છે. આકાશમાં ઘણા ગોળા ઘૂમે છે એમ ધરતી પણ ઘૂમતી હતી. પરંતુ હાઈડ્રોજન અને ઓકિસજન બન્ને મળ્યા એ પછી પૃથ્વી પર પાણી ઉદ્‌ભવ્યું. એ પાણીમાં જ સૌથી પહેલા અમીબા નામના સજીવો પ્રગટ થયા. તેમાંથી કરોડો વર્ષ પસાર થયા પછી વિવિધ જાતના પ્રાણી પેદા થતા ગયા. એ બધી કુદરતની કરામત હતી. પરંતુ આ વાતનો અર્થ એ થયો કે સિંહ હોય કે શાર્ક માછલી, કાશીનો રહેવાસી હોય કે કેન્યાનો આદિવાસી.. સૌ કોઈના પૂર્વજ એક જ છે, પાણીમાં રહેલા બેક્ટેરિયા. એ વૈજ્ઞાનિક, સાબિત થયેલુ અને સ્વિકારાયેલું સત્ય છે.

**રાણકી વાવના કુવાનો ભાગ**

આપણે જેને વિકાસ કહીએ છીએ, તેમાં એક ખામી સત્તાધિશોને અને વિકાસના સર્જકોને દેખાતી નથી એ જળ-મેનેજમેન્ટની છે. મહાનગરની મોટી વસાહત બંધાઈ જાય, ત્યાં લોકો રહેવા લાગે પછી ખબર પડે કે પાણી ભરાશે તેનો નિકાલ કરવા માટે કોઈ રસ્તો જ બનાવાયો નથી! અમદાવાદમાં બે ઈંચે કે મુંબઈમાં ચાર ઈંચે પાણી એટલે જ ભરાઈ જાય છે.


પ્રાચીન કૂવો, ધોળાવીરા

બાકી પાણીનું મેનેજમેન્ટ શિખવા માટે ક્યાંય દૂર જવાની જરૂર નથી. ધોળાવીરા કે લોથલ જેવા ત્રણ-ચાર હજાર વર્ષ જૂના નગરોના આયોજનમાં પાણીના સંચયની અને એક પણ ટીપું ભરાયેલું ન રહે એવી અફલાતૂન વ્યવસ્થા હતી. ધોળાવીરામાં આજે પણ નગર ફરતે આવેલા પાણીના વિશાળ કુંડ-સંગ્રહના ટાંકા, પાણીના વહેણ માટેની નીકો, કૂવો... સહિતના બાંધકામના અવશેષો સ્પષ્ટ જોઈ શકાય છે. એટલું જ નહીં, ત્યાં તો જેને આધુનિક ભાષામાં બાથ-ટબ કહેવામાં આવે છે, તેની પણ સગવડ હતી અને આખું બાથટબ આજેય સચવાયેલું છે! જોર્ડનનું પેટ્રા શહેર હજારો વર્ષ પહેલાં ધમધમતું હતુ. હવે તો તેના અવશેષો રણમાં ઉભા છે. પરંતુ આ શહેર તેના જળ સંચય માટે જાણીતું થયું હતુ અને આજે પણ લોકો એ જોવા ત્યાં આવે છે.

ધારો કે વિકાસ કરવાનો હોય તો પણ પાણી વગર વિકાસ થવાનો નથી. વસુંધરા પરના કોઈ ઉદ્યોગો પાણી વગર ચાલતા નથી. દરેક ચીજના ઉત્પાદનમાં પાણીની જરૂર પડે છે. જેમ કે એક કિલોગ્રામ ચોકલેટ પેદા થાય ત્યાં સુધીમાં ૧૭૦૦૦થી વધુ લિટર પાણી વપરાઈ ચૂક્યુ હોય છે. એ રીતે એક કિલોગ્રામ માંસ માટે ૧૫,૦૦૦ લિટર, એક કિલોગ્રામ ચોખા ઉત્પાદિત કરવા માટે અઢી હજાર લિટર, એક કિલોગ્રામ ચીઝ માટે ૩ હજાર લિટર પાણી, ૧ કિલોગ્રામ બ્રેડ માટે ૧૬૦૦ લિટર પાણી, ૧ પિઝા માટે ૧૨૦૦ લિટર પાણી, ૧ લિટર દૂધ માટે ૨૫૫ લિટર પાણીની ખપત થાય છે. કેરળના પલક્કડમાં કોકાકોલાનો પ્લાન્ટ બંધ કરી દેવો પડ્યો કેમ કે એ પ્લાન્ટ માટે ભૂગર્ભમાંથી એટલું બધુ પાણી ખેંચાતુ હતુ, જેને કારણે આસપાસના ખેતરોના જળસ્તર તળિયે ગયા હતા. જો જળ મેનેજમેન્ટ ન કરવામાં આવે તો આગામી સમયમાં આવા તો અનેક પ્લાન્ટને તાળાં મારવાનો વખત આવશે.

એ હકીકત સૌ કોઈ ભણી ચૂક્યા, વાંચી-સાંભળી ચૂક્યા હોય કે પૃથ્વીની ૭૧ ટકા સપાટી પાણીથી રોકાયેલી છે. હિન્દ મહાસાગર હોય કે પેસેફિક બધાનું પાણી દુનિયાના સાતેય ખંડોને પખાળતું રહે છે. પણ આ ૭૧ ટકા પાણીમાંથી ૯૫ ટકાથી વધુ પાણી ખારું છે. એ પાણી આપણા વપરાશ માટે ઉપયોગી નથી. ખારું પાણી મીઠું બની શકે એવી ૧૦૦ ટકા કારગર પદ્ધતિ શોધાઈ નથી. નાના-પાયે ખારું પાણી મીઠું કરી શકાય છે, પણ એટલા પાણીમાં કોઈ ભલીવાર ન થાય. પૃથ્વી પર મીઠું પાણી છે એમાંય વળી ધ્રુવ પ્રદેશ પર બરફ સ્વરૂપે જામેલું પાણી ઘણુ છે. એટલે સરવાળે તો પૃથ્વી પર કુલ પાણીના જથ્થા પૈકી ૦.૫ ટકાથી પણ ઓછુ પાણી વાપરવાલાયક છે. એમાંથી જ આખી દુનિયાનો વહિવટ ચાલે છે. એ પાણી ન બચાવી શકાય કે તેનો ગમે તેમ ઉપયોગ થાય એ માનવજાતનું સૌથી મોટું પાપ ગણાશે.

સંયુક્ત રાષ્ટ્રસંઘના આંકડા કહે છે કે પૃથ્વી પરના સાત અબજ લોકો પૈકી પોણા ૩ અબજ લોકો એવા છે, જેમને આખુ વર્ષ પાણી મળતું નથી. વર્ષમાં એક મહિનો તો ઓછામાં ઓછો એવો પસાર થાય છે, જ્યારે તેમને પાણી મળતું નથી. ૨૦૫૦ સુધીમાં આવે લોકોની સંખ્યા ૫ અબજ થશે. એમાંથી ઘણા ગુજરાતમાંથી પણ હશે.

કેમ કે ગુજરાતમાં ઘણા-ખરા લોકો જળ-સંરક્ષણ મુદ્દે સાવધાન નથી. લોકો પાણી મળે ત્યાં સુધી વાપરે છે, સાચવતા શીખ્યા નથી. જ્યાં અત્યંત અછત છે એવા વિસ્તારોમાં મહિલાઓ પાણી માટે દૂર-સુદૂર ભટકે છે. પણ એ કામ મોટેભાગે મહિલાઓ કરે છે. પુરુષો પાણી બચતમાં જોઈએ એટલા સક્રિય નથી. તેનાથી સામાજીક સંતુલન પણ ખોરવાઈ રહ્યું છે. જ્યાં પાણી ન હોય એવા ગામ કે વિસ્તારમાં દીકરી પરણાવવા કોઈ માતા-પિતા તૈયાર થતાં નથી, એ વાત આપણે જાણીએ જ છીએ. આપમુવા વગર સ્વર્ગે ન જઈ શકાય એમ પાણી બચત અંગે કોઈને સલાહ આપતાં પહેલા દરેક વ્યક્તિએ પોતે જ પાણીનો બિનજરૂરી વપરાશ બંધ કરી દેવો જોઈએ. જે માણસ પાણીનો બગાડ ન કરતો હોય તેણે સમજી લેવું જોઈએ કે પૃથ્વી પરનો તેનો ધક્કો સફળ થયો છે.


બ્રહ્મ કુંડ, સિહોર

# પૃથ્વી પર પાણી આવ્યું કઇ રીતે?

- ધનજંય રાવલ

પૃથ્વી પર પાણી કઈ રીતે આવ્યું તેના વિષે જુદા જુદા કારણ દર્શાવવામાં આવે છે. એક મત એવો છે કે જયારે પૃથ્વી પર વાતાવરણનું પડ પાતળું હતું ત્યારે અસંખ્ય ધૂમકેતુ ઉલ્કાનાં સ્વરૂપે ત્રાટક્યા. ધૂમકેતુમાં પાણી બરફના સ્વરૂપે રહેલું હોય છે. સૂર્યમાળાના બધા ગ્રહો પુરા થાય ત્યાર પછી કુઈપર બેલ્ટમાં આવા અસંખ્ય ખડકો નજીક નજીક ફરતા હોય છે, ઘણી વખત તેઓ એટલા બધા નજીક હોય છે કે પરિભ્રમણ દરમિયાન એકબીજા સાથે જ અથડાઈ જતા હોય છે. સમજી લો કે ઘેટાનો ગાડરિયો પ્રવાહ. આ અથડામણ દરમિયાન અમુક ખડકો કૂઈપર બેલ્ટના પરિભ્રમણમાંથી સૂર્યમાળામાં ઘુસી જાય છે. આમ થવાનું બીજું કારણ એ પણ હોઈ શકે કે તેને સતત સૂર્યનું ગુરુત્વાકર્ષણ બળ આકર્ષતું હોય છે. તેથી આ ખડકો સૂર્યના ગુરુત્વાકર્ષણ બળના કારણે સૂર્યમંડળની સફરે ચઢી જાય છે. જેમ જેમ આ ખડક સૂર્યની નજીક આવે છે તેમ તેમ સૂર્યની આજુબાજુ ફરતા ગ્રહોને પણ વટાવવા પડે છે. જો આ ગ્રહ તે ખડકની નજીક હોય તો તે સફરે ચઢેલો ખડક તે ગ્રહના ગુરુત્વાકર્ષણ બળ દ્વારા પોતાનામાં સમાવી લેવાની કોશિશ કરે છે. આવા ખડકોને ધૂમકેતુ તરીકે ઓળખવામાં આવે છે. આમ તેના રસ્તે યુરેનસ, નેપચ્યુન, શનિ, ગુરુ, મંગળ, પૃથ્વી, શુક્ર બુધ એમ બધા ગ્રહો આવે છે. આ બધા ગ્રહો જો ધૂમકેતુ ને ન નડે તો છેલ્લે સૂર્યની તરફ ધસી જાય છે અને મોટા ભાગના ધૂમકેતુઓ સૂર્યમાં સ્વાહા થઈ જાય છે. કારણ કે સૂર્યનું ગુરુત્વાકર્ષણ બળ અને ગરમી પ્રચંડ છે. આમાંથી અમુક ધૂમકેતુ સૂર્યનો આંટો મારીને પાછા પોતાના મૂળ સ્થાને પણ જઈ આવે છે. આ ધૂમકેતુને કોમેટ અથવા પૂંછડિયો તારોના નામથી ઓળખવામાં આવે છે.




ફોટોગ્રાફ્સ - શીતીન શાહ

ઝાંસ્કર અને સિંધુ નદીનો સંગમ, લેહ

# પંચતત્વમાં પાણી

અગાઉ જણાવ્યું તેમ ધૂમકેતુ માં ખુબજ મોટા પ્રમાણમાં પાણી બરફના સ્વરૂપે જમા થયેલું હોય છે. આ ધૂમકેતુ જેમ જેમ સૂર્યની નજીક આવે તેમ તેમ સૂર્યની ગરમીને કારણે બરફ પીગળે છે. બરફમાંથી પાણીની વરાળ છૂટી પડે છે. આ વરાળ પૂંછડીનું સ્વરૂપ ધારણ કરે છે. તે પૂંછડી ધૂમકેતુ જે દિશામાં ગતિ કરે છે તેની વિરુદ્ધ દિશામાં હોય છે. ધૂમકેતુ જેટલો મોટો, તેમાં બરફનું પ્રમાણ વધુ તેમ પૂંછડીની લંબાઈ અને જાડાઈ વધારે હોય છે. વર્ષ દરમિયાન આવા ઘણા ધૂમકેતુ પૃથ્વીની નજીકથી પસાર થતા હોય છે.

કરોડો વર્ષ પહેલા જયારે પૃથ્વીનું વાતાવરણ ખુબ જ પાતળું હશે ત્યારે આવા બરફથી ભરેલા અસંખ્ય ધૂમકેતુઓ પૃથ્વી પાર ખાબક્યા હોવા જોઈએ. ક્યારેક એવો સંયોગ થયો હશે કે આ ધૂમકેતુઓના સૂર્ય તરફના માર્ગમાં બીજા ગ્રહો નહિ, પણ પૃથ્વી જ આવી હોય અને તે ધૂમકેતુઓની સાથે ખુબ જ મોટો પાણીનો જથ્થો બરફ સ્વરૂપે લાવ્યા હોય. આ બરફ સૂર્યની ગરમીના કારણે પીગળીને પાણી બન્યો. પાણી જયાં જગ્યા મળે ત્યાં પોતાનો માર્ગ બનાવે. આમ તે માર્ગ બનાવતા બનાવતા વહેણ બન્યું. પર્વતીય વિસ્તારમાં ઝરણાં બન્યા. આગળ જતા જતા ઘણા બધા વહેણ કે ઝરણા ભેગા થઈને ક્યાંક તળાવ તો ક્યાંક સરોવર બન્યા. કોઈ એક જગ્યાએ પાણી એકઠું ના થયું ત્યાં નદી બની. સરોવર છલકાઈ જાય ત્યારે પાણી વહીને આગળ વધે છે. આમ, દુનિયામાં ઘણી નદીઓ સરોવરમાંથી નીકળે છે.

મંગળ પર આ ઘટના બનતી બનતી રહી ગઈ. ચંદ્ર પર પણ જયાં બરફ છે, સૂર્યપ્રકાશ ત્યાં પહોંચતો નથી તેથી ત્યાં નદીઓ નથી. નદીઓએ વર્ષોથી માનવજીવનની ઉત્ક્રાંતિમાં ખુબજ અગત્યનો ભાગ ભજવેલો છે. આજે આપણે જયાં છીએ તેનું કારણ પણ નદી જ છે. આ લેખમાં તેની ઉત્પત્તિ વિષે ઊંડાણપૂર્વક અભ્યાસ કરવાનો છે. કરોડો વર્ષો પહેલા ભારત ખંડ આફ્રિકા ખંડ સાથે જોડાયેલો હતો. ત્યાંથી છૂટો પડીને તે ખસતો ખસતો એશિયા ખંડ સુધી પહોંચ્યો. આ સમયે શાસ્ત્રોમાં જે નદીનો ઉલ્લેખ જોવા મળે છે તે છે નર્મદા. કહેવાય છે કે શંકર ભગવાનના પરસેવામાંથી નર્મદા પ્રગટ થઈ. તેની ઉત્પત્તિનું મૂળ સ્થાન અમરકંટક છે. નર્મદા એ એવી મોટી નદી કે જે પૂર્વથી પશ્ચિમ તરફ વહે છે. શંકર ભગવાનનું બીજું નિવાસ છે કૈલાશ પર્વત. આ બંને જગ્યા વચ્ચેનો સંબંધ જોઈએ. કૈલાશ પર્વત પાસે માનસરોવર છે. આ જગ્યાએથી નર્મદાથી મોટી બે નદીના ઉદ્ગમ સ્થાન આવેલા છે. માનસરોવરથી પૂર્વ તરફ જે નદી વહી તે બ્રહ્મપુત્રા અને પશ્ચિમ તરફ જે નદી વહી તે સિંધુ. રસપ્રદ વાત હવે શરૂ થાય છે.

જેમ જેમ ભારત ખંડ એશિયા ખંડ તરફ સરકતો ગયો અને અંતે બંને જમીન એકબીજા સાથે અથડાઈ ત્યારે અમુક જગ્યાએ જમીન અંદરના ભાગે બેસી ગઈ અને અમુક જગ્યા જમીન બહારની તરફ ઉપસી આવી. જમીન અંદર દબાઈ ત્યાં માનસરોવર બન્યું અને બહારની તરફ જમીન ઉપસી ત્યાં કૈલાસ પર્વત બન્યો. આજે પણ વૈજ્ઞાનિકોને ત્યાં દરિયો હોવાના પુરાવા મળેલા છે. લાંબા ગાળે આ બંને ખંડના ટકરાવના કારણે આખો વિસ્તાર ઊંચકાઈ ગયો અને હિમાલયની ગિરીમાળા બની.વૈજ્ઞાનિક તથ્યો અને શાત્રોમાં કરેલા શંકર ભગવાનના વર્ણનથી એક વાત તો બહાર આવીને નીકળે છે કે, અમરકંટક અને માનસરોવર એવી જગ્યા છે કે જ્યાંથી ભારતની ત્રણ નદીઓનો ઉદ્ગમ થાય છે. એ સમયે માનસરોવરનો વ્યાપ મોટો હોવો જોઈએ તેમજ કૈલાશ પર્વત અને હિમાલયની ઊંચાઈ આજના કરતા ખુબ ઓછી હશે. તેથી શંકર ભગવાનનું કર્મસ્થાન મોટા ભાગે કૈલાશ પર્વત પર હોવું જોઈએ. તમને યાદ અપાવી દઉં કે બંને ખંડની અથડામણ ચાલુ જ છે અને તેથી એવરેસ્ટની ઊંચાઈ દર વર્ષે વધતી જાય છે. નર્મદા નદીમાં બારેમાસ પાણી રહેવા પાછળનું કારણ પણ ત્યાંની લોકવાયકામાં જાણીતું બન્યું છે. હિમાલયનું પાણી પાતાળમાં કે જમીનના પોલાણમાં થઈને અમરકંટક પહોંચે છે. સંયોગ એવો બન્યો હશે કે ઉનાળામાં શંકર ભગવાનનું અમરકંટકમાં આગમન થાય છે અને ઉનાળામાં જ હિમાલયનો બરફ પીગળે એટલે પાતાળમાં થઈને પાણી અમરકંટક સુધી પહોંચતું હોય અને કવિઓએ આને શંકર ભગવાનનો પરસેવો માની લીધો હોય. ભારતની ત્રણ મુખ્ય નદીઓની વાત કરીએ તો નર્મદા સૌથી પ્રાચીન નદી છે. આ નદીના કિનારે તેના ઉદ્ગમ સ્થાનથી દરિયા સાથેના સંગમસ્થાન સુધીના નદી કિનારે ઘણી બધી જગ્યાએથી ડાયનોસોરના હાડકા અને ઈંડા મળી આવ્યા છે.




**સતલુજ સિંધુ અને બ્રહ્મપુત્રાના ઉદગમ સ્થાન એવા માનસરોવરનો ટોપ વ્યુ**




**NORTH - SOUTH CROSS SECTION OF TIBETAN PLATEAU**

**હિમાલયનો ઉત્તર - દક્ષિણ તરફ નો આડછેદ. માનસરોવર, રાક્ષસતાલ તેમજ બ્રહ્મપુત્રા, સતલજ, સિંધુ અને કરનાલ નદીના ઉદગમ સ્થાન**




**દુનિયામાં સૌથી ઊંચાઈ એ તિબેટમાં આવેલું મીઠાં પાણીનું માનસરોવર**

# પંચતત્વમાં પાણી



આના પરથી નર્મદા નદીની પ્રાચીનતા ની સાબિતી મળે છે. ઉપરાંત નર્મદા નદીના કિનારે જાણીતા મંદિર અને તીર્થસ્થાનો અને વર્ષો જુના સાધુ-સંતોના આશ્રમ પણ આવેલા છે. ઓમકારેશ્વરનું જ્યોર્તિલિંગ, ધુંવાધારનો ધોધ અને ભેડાઘાટ જેવા જોવાલાયક સ્થળ પણ તેના કિનારે છે. નર્મદા પરિક્રમાની યાત્રા આજે પણ એટલી જ જાણીતી છે અને શાસ્ત્રોના કહેવા મુજબ આ નદીના દર્શન માત્રથી પાપ ધોવાઈ જાય છે.

બીજી નદી છે સિંધુ. આ નદીનું વહેણ માનસરોવરથી કાશ્મીર, પંજાબ, રાજસ્થાન અમુક ભાગ આજે પાકિસ્તાનમાં છે તે અને ત્યાર પછી ગુજરાતમાં થઈને દરિયાને મળતી હતી. ગુજરાતમાં આવતા તેના બે ફાંટા પડતા હતા. એક ભાગ કચ્છ તરફ ગયો અને બીજો ભાગ ગુજરાત અને સૌરાષ્ટ્રની વચ્ચે આવેલાખારાપટમાં થઈને લોથલ ખાતે દરિયાને મળ્યો. સિંધુ નદી જેવી મેદાનના પ્રદેશમાં આવી કે તે વિસ્તારમાં મોહેંજોદારોની સંસ્કૃતિ વિકાસ પામી. આગળ વધતા ગુજરાતના કચ્છમાં ધોળાવીરા અને લખપત જેવા કેટલાક શહેરો વિકસ્યા. લોથલ બંદર તો ઈતિહાસમાં અમર થઈ ગયું. કુદરતે કરવટ બદલી. ધરતીકંપને કારણે કચ્છ, રાજસ્થાન અને પાકિસ્તાનનો ભાગ ઊંચકાયો. આજે સિંધુ નદી પાકિસ્તાનની જીવાદોરી બની ગઈ. બ્રહ્મપુત્રા ભારતની સૌથી મોટી નદી છે. આ નદી એટલી મોટી છે કે ઋષિમુનિઓએ તેનું નામ પુરુષ પરથી પાડયું છે. ગંગા, સિંધુ, ગોદાવરી, નર્મદા સ્ત્રીલિંગ નામ છે. આ નદીનું વહેણ પૂર્વ તરફ છે. મોટા ભાગે તેના વહેણનો વિસ્તાર ઊંચાણવાળા ભાગ તરફ છે. તે ચીન અને પછી ભારતમાં પ્રવેશે છે. તેથી તેના કિનારે સંસ્કૃતિનો વિકાસ થઈ શક્યો નથી. નદી વિષે વાત કરતા હોઈએ ત્યારે ગંગાને યાદ કરવી પડે. ભારતની સૌથી પવિત્ર નદી બ્રહ્મપુત્રા, સિંધુ અને નર્મદા કરતા પણ આ નદીના કિનારાના પ્રદેશો પર અનેક સાધુ-સંતોનું કર્મસ્થાન રહ્યું છે. ભારતનું સૌથી પ્રાચીન શહેર કાશી જેના કિનારે વસેલું છે, તેની કાયાપલટ આજે સૌથી ઝડપથી થઈ રહેલી છે. આમ જોવા જઈએ તો ભારતની દરેક નદીના કિનારાની સાથે કોઈને કોઈ કથા જોડાયેલી છે. ભારતીય સંસ્કૃતિના બે મહાકાવ્યો પણ નદી કિનારા સાથે જોડાયા છે. સરયૂ નદી કિનારે દશરથ રાજાની અને શ્રવણની વાર્તા કે જેને કારણે રામાયણની રચના થઈ. બીજી નદી છે યમુના, આ નદીના કિનારે કુરુક્ષેત્ર આવેલું છે. મહાભારતના યુદ્ધ પહેલા કૃષ્ણ ભગવાનનો ગીતા ઉપદેશ પણ અહીં અપાયો. વૃંદાવન પણ યમુના નદીના કિનારે જ છે. કૃષ્ણ ભગવાનની લીલા પણ તેના કિનારે થઈ. એક લુપ્ત થયેલી નદીનું નામ છે નિરંજના. કહેવાય છે કે ગૌતમ બુધ્ધ આ નદી પસાર કરતી વખતે વચ્ચે અટકી ગયા અને પાછા આવીને એક ઝાડ નીચે બેસી ગયા. જ્યાં તેમને જ્ઞાન પ્રાપ્ત થયું. આમ ભારતની દરેક નદીઓનો ઈતિહાસ છે. તો હવે જ્યારે આવી નદીઓના પ્રવાસે જઈએ ત્યારે તેનો ઈતિહાસ જાણીને તેમનું જ્ઞાન આપણને પણ મળે તેવી આ જ્ઞાનરૂપી નદીને માતા સમજીને તેમાં ડૂબકી મારીએ અને સાથે એક પ્રણ લઈએ કે પાણીનો બગાડ નહી કરીએ.

# ભવાઈ

## ભૂતકાળની ભવ્ય અને વર્તમાનમાં ભુંસાઈ રહેલી અતુલ્ય કળા

- પ્રો. જનક દવે

ફોટોગ્રાફ - હિરેન ખંભાયતા

હિન્દુસ્તાનમાં અલ્લાઉદ્દિન ખીલજીનાં રાજયકાળમાં જહાનરાજ નામનો સરદાર દિલ્હીથી કનોજ પર ચઢાઈ કરી, ગુજરાત પર ચઢી આવ્યો. ઉંઝા ગામે હેમાળા પટેલની પુત્રી ગંગાના રૂપ ગુણની પ્રશંસા સાંભળી તેણે ઉંઝામાં પડાવ નાખ્યો. સરદારની મરજીને માન આપીને સિપાઈઓ ગંગાને તંબુમાં લઈ આવ્યા. આ સમયે રાજારામ ઠાકરે - યજુર્વેદી ભારદ્વાજ ગોત્રના બ્રાહ્મણ જે ગાયન વાદન સાથે કથા કહેતા તે આજુબાજુના બધા ગામોમાં ઘણી જ લોકપ્રિય હતી. પુત્ર અસાઈત વાક્‌પટુ હોવા સાથે કવિતા-લખતો અને ગાતો. આથી લોકોમાં તેમની પ્રતિષ્ઠા ઘણી જામી હતી. હેમાળા પટેલ અને અસાઈત વચ્ચે ગુરૂ-શિષ્યનો સબંધ હતો. ઠાકરને કાને ગંગાની વાત આવતા તેમણે ગાયન વડે સરદારને રીઝવી ગંગાને પોતાની પુત્રી ગણાવી, છોડાવવાનો વિચાર કર્યો. સરદારને ગંગા બ્રાહ્મણની પુત્રી હોવા અંગે શંકા ગઈ. આથી તેણે ઠાકરને ગંગા સાથે ખાવાનું કહ્યું. અસાઈતતો જ્ઞાતિ-જાતીનાં ભેદોથી પર હતા. તેમણે વિચાર્યું કે મિત્રની પુત્રી બચાવવા જતા બ્રાહ્મણત્વ ભ્રષ્ટ થનાર નથી. આથી ગંગા સાથે ભોજન લઈને તેમણે ઠાકર કોમને છેલ્લી સલામ ભરી. બ્રાહ્મણોનું અપમાન સહીને પણ ગંગાને મુકત કરાવી, આથી બ્રાહ્મણ કુટુંબોએ તેમની સાથે રોટી-બેટી વ્યવહાર બંધ કર્યો. ઠાકર વિરુદ્ધ ષડયંત્ર રચ્યા અને અસાઈતને એકલા પાડી દીધા.

સિધ્ધપુરથી હિજરત કરી, અસાઈત ત્રણ પુત્રો-નારણ, માંડણ અને જયરાજ સાથે ઉંઝા આવી વસ્યા અને હેમાળા પટેલે ત્રણે પુત્રોને ઘરબંધાવી આપ્યા, જમીન બક્ષી તામ્રપત્ર પર કડવા પાટીદાર જ્ઞાતિએ વંશપરંપરાગત અમુક હક્કો પણ લખી આપ્યા. આજે પણ થોડા ઘણા અંશે કડવા પાટીદારો આ નિયમ પાળે છે. ઉંઝામાં સ્થાયી થઈ તેઓએ ભવાઈનાં ૩૬૦ વેશ લખ્યા. પુત્રોની સહાયથી તે ભજવવા શરૂ કર્યા.

ગામનાં ધાર્મિક પ્રસંગોમાં અને લોકજીવનમાં પણ ભવાઈએ આનંદોલ્લાસની લાગણી પેદા કરી. અસાઈતનાં કવિત્વની અસર સ્ત્રીઓ પર પણ થયેલી. નાગર બહેનો આજે પણ તેમના ગીતો ડુલકથી ગાય છે. અસાઈતે પ્રાણાયામ આદિ નિત્યકર્મ ચાલુ રાખવા સાથે હેમાળા પટેલ સાથેનું ભોજન પણ ચાલુ જ રાખ્યુ હતું. ત્રણ પુત્રોનાં ઘર પરથી તેઓ ત્રીઘરા કહેવાયા. પછી અપભ્રંશ થતાં તેઓ ત્રાગાળાં કે 'તરગાળાં બન્યા. સમય જતાં તે જાતિવાચક નામ બન્યું. 'ભવાઈયા' અને 'નાયક' પણ ધંધાને આધારે જાતિવાચક નામ છે તેથી તેની વ્યુત્પત્તિ મળતી નથી. પરંતુ ત્રણ જાતિનાં બ્રાહ્મણો આ જાતિમાં ભળેલા આથી 'ત્રણ-ગાળા સૂચક શબ્દ વ્યવહારમાં લેવાયો હશે. આ વાત વિવાદાસ્પદ છે પણ તે છતાંય મોટા ભાગે તેનો સ્વીકાર થયો છે. એક તર્ક એવો પણ છે કે 'ત્રાગા' પરથી 'ત્રાગાળાં' એવું નામ પડ્યું હશે જો કે 'ત્રાગા કરનારી એક કોમ એ સમયે અસ્તિત્વમાં આવી હતી. તે કોમને આની સાથે કેમ જોડવામાં આવી હશે ? બેટી બહિષ્કારના પ્રશ્ને એવા ઘણાં બ્રાહ્મણો અસાઈત સાથે સામેલ થઈ ગયા. કહેવાય છે કે, "હેમચંદ્રાચાર્યના સમયમાં ગુજરાતની આસપાસથી પાટણ આવી વસેલી 'શ્રીમાળી' કોમએ આચાર્ય પાસેથી બોધ પામી જૈન ધર્મનો સ્વીકાર કરેલ. તેમણે ચતુર્વેદ સંઘદ્વારા શ્રીમાળીઓને ધાર્મિક વિધિ દ્વારા ખાસ હક્કો આપેલા અને જૈન ધર્મમાં જોડેલા." શ્રાવકો આજદીન સુધી આ નિયમને વળગી રહ્યા છે. આ જૈન ધર્મિ શ્રીમાળીઓ ભોજક નામે ઓળખાય છે. આ લોકો પોતાની જ્ઞાતી માંથી બહિષ્કાર પામેલા હતા આથી તેમણે પણ તરગાળા સાથે-રોટી બેટીનો વ્યવહાર શરૂ કર્યો. પરંતુ ધાર્મિક દ્રષ્ટિએ આચાર-વિચાર રીત-રિવાજ વગેરેમાં આ શ્રીમાળી ભોજકોએ પોતાનું અસ્તિત્વ જાળવી રાખ્યુ છે. સામાન્ય રીતે ભોજક પુત્રોના સબંધ ભવાઈ રમનારાઓ સાથે નથી, તેથી પાટીદારો સાથેનો તેમનો સંબંધ ગાઢ નથી. આ લોકો શ્રાવકના આશ્રિત છે. તેમનો ધંધો દેરાસરોમાં ગાયન-વાદનનો, કળશ ભણાવવાનો, ગ્રંથો શીખવા,શીખવવાનો, જૈન પાઠશાળામાં શ્રાવક સાધુઓને ભણાવવાનો છે. કન્યાઓ લગ્ન પછી સ્વસુર ગૃહનો ધર્મ સ્વીકારતી હોવાથી આ કોમમાં કજીયા કંકાસ થતા નથી. વ્યાસકોમ ઉપર્યુકત ટોળામાં ભળેલી છે. આ લોકો કાઠિયાવાડ અને માળવામાં જઈને વસ્યા. આ પૈકી કેટલાક કુટુંબો કલોલ આજુબાજુમાં રહે છે.



સમાજનો ઉપલો વર્ગ તેમાંય ખાસ કરીને ૧૯મી સદીમાં શિષ્ટ સાહિત્યના સબંધમાં રહેલ સાહિત્યકારોમાં ભવાઈ તરફની એક સુગ ઊભી થઈ હતી અને આથી તેને અશ્લિલ પ્રકાર ગણી વખોડી કાઢ્યો હતો. જો એ અશ્લિલ પ્રકાર હોત તો. નીચેની ઘટના ઓ ન બની હોત

(૧) અસાઈતકૃત ભવાઈને પૂનાના પેશ્વા રાજાએ સેનાની જનોઈ બક્ષી હતી. બે ત્રણ મંડળીઓને પણ નિભાવી હતી.

(૨) ભવાઈનાં કવિત્વ માટે વડનગરના "મોતી નાયક" ને જૂનાગઢના દિવાન જેવી ઉચ્ચ પદવી આપી હતી.

(૩) ગેરિતા વાળા અંબાશંકર હરિરામને ભવાઈ નૃત્યથી ખુશ થઈ ખંડેરાવ મહારાજાએ ગામ બક્ષીશમાં આપેલું.

(૪) ગુંજિયા ગામના અમૃતલાલ નાયકને 'ઉઢઈ' ગામ મળેલું.

(૫) કટોસણના ઠાકોર ભવાયાના બે ચાર મંડળો નિભાવતા અને પોતે ભવાઈ વેશો જોતા.

(૬) ધ્રુપદ ગાન માટે વિસનગરવાળા ત્રિભોવનદાસ ભોજકને રાજારામસિંહનાં દોઢસો ગવૈયાઓની હાજરીમાં છોટાફ ખરુદ્દિનનો ખિતાબ એનાયત કરેલો.

(૭) પાલનપુરે નવાબે તેને વર્ષાસન બાંધી આપેલું.

(૮) વડનગરવાળા શિવરામ, સૂરજરામ નાયકને ભાવનગર દરબારે વંશ પરંપરાગત નોકરી આપેલી. તેમનાં એક પુત્ર ડાહ્યાલાલે 'સંગીત કલાધર' નામનો ગ્રંથ રાજ્યની સહાય દ્વારા લખેલો, જેની આવૃત્તિ પણ છપાઈ હતી.

(૯) વડનગરવાળા જગજીવન અને મૂળચંદ નાયકે 'ઠુમરી' પ્રકારની સ્વરરચના અને આડી દોઢી લયની બંદીશ માટે હિન્દુસ્તાનના ગાયકોમાં નામના મેળવી, તેમની રચના હજુ પણ ક્યાંક ક્યાંક સાંભળવા મળે છે.

(૧૦) ડોશાભાઈ ભોજક નરઘાંનાબાજ માટે ગુજરાત અને ગુજરાત બહાર ખ્યાતિ પામેલા.

(૧૧) સ્વઃ ભાતખંડેના પટ્ટશિષ્ય વાડીલાલ શિવરામ સંગીતશાસ્ત્રી તરીકે નામનાં પામ્યા હતા. તેઓને વાસદમાં સંગીત શાળામાં નિમવામાં આવેલા.

(૧૨) દલસુખરામ ભોજક અને વાસુદેવ ભોજકને ભાવનગર રાજ્યે સંગતજ્ઞો તરીકે બીરદાવ્યા, પાળ્યા, પોષ્યા. પાટણવાળા બીનકાર મણીલાલ-નાયક સિતાર, પખવાજ, અને સારંગીવાદક ગણાતા આવા ગુણયલ લબ્ધપ્રતિષ્ઠિત કલાકારો ભવાઈ પ્રકારે સર્જ્યા, તે ગુજરાતની ભૂમિજાત કલા તરફ સુગની વૃત્તિ રાખનાઓને શું કહેવું? ભવાઈ વિકૃત નથી. સૂઝ સમજ વગરના લોકોએ તેને વિકૃત બનાવી દીધી છે.

કેટલાક વેશની ગીત-કવિત રચનામાં શબ્દોનો પૂરો પરિચય ગાનારને ન હોવાથી તેઓ પોતે સાંભળેલ શબ્દને પોતાની રીતે ઘટાવીને ગાતા હોય છે. ઉ.દા. તરીકે જુહણના વેશમાં ફકીર હોવાનો ડોળ કરતા તરકડિયાના પ્રવેશ વખતના શબ્દોઃ-

"તેરે સેંથુ પેથુ હેલ્લા બાબા, તેરે સેંથુ પેથુ હેલ્લા મીયાં,
સેથુ પેકું હેલ્લારે બાબા,સેથુ પેકું હેલ્લારે મીયા."

તુંબડીમાં ખડખડ થતાં કાંકરા જેવા આ શબ્દોનો અર્થ શું ? "બાબા" અને "મીયા" સિવાયના શબદો અરબી ભાષા જેવા લાગે છે. તેના આ બદલે :-

સાંઈ કા પંથ દોહેલારે બાબા, મેરે સાંઈ કા પંથ દોહેલારે મીયાં

હોવાની શક્યતા વધારે છે. જુહાણના વેશની રજૂઆતમાં પણ વિકૃતિ જોવા મળે છે. પ્રભુની શોધમાં નીકળેલો ફકીર ગાતો ગાતો મોઢે ખડીના ટીલાવાળો, પાયજામાની ચાળ ઘૂંટણથી ઉપર રાખી કમરની લચક આપી લટકમટક ચાલતો, સાપની માફક જીભનાં લબકારા મારતો, વાંદરા માફક બગલો ખણતો રીંચની માફક ચાલતો પડમાં ફરે ત્યારે લોકો ખડ-ખડ હસે. આમાં પ્રભુની શોધની વાત ક્યાં આવી ? મસ્ત પુરુષ આમ વર્તે ? યોગની ફકીરીની આતે કેવી બેહદી ક્રિયા ? રમનારાને પૂછો કે આવું શું કામ ? તો તેઓ, "કોઈએ આવુ કર્યુ હતું એટલે અમે-કરીએ છીએ" એવો જવાબ આપે.

મારુ અંગત રીતે એવું માનવું છે કે જે રીતે પાશ્ચાત્ય રંગભુમિમાં મુખ્ય નાટકની શરૂઆત પહેલાં "Curtain Raiser" પ્રેક્ષકો આવે ને બેઠક પર સ્થિત થતાં જાય તે ગાળામાં એ રજુ કરવામાં આવતું. જેમાં લોકોને આનંદ પ્રમોદ મળે અને મોડા આવનારાઓને મુખ્ય નાટક શરૂ ન થયાનો સંતોષ રહે આ રીતે નાનાં હળવાં વેશોને જોવા આવનાર મોડે સુધી શાંન્તિ બેસી રહે એ હેતુથી રજુ કરવામાં આવતાં હશે.

વેશોની રજુઆતમાં એક વૈશિષ્ટ્યએ હતુ કે એક વેશ પૂરો થતાં, પછીથી રજુ થનાર વેશનુ સૂચન કરવામાં આવતું. જેથી પછીનાં લાંબા વેશને જોવા પ્રેક્ષક વર્ગ તૈયાર રહેતો, પોડ (ચાચર) પરનો એક જણુ કહે, "અસાઈત કહે ઠાકરો હવે કજોડો રમતો થયો." અને પછી તરત જ કજોડાનો વેશ આવે. ઘણું ખરું પ્રત્યેક વેશમાં નાયક-નાયિકા અને વિદૂષક હોય છે. દરેક વેશ એક સ્વતંત્ર વાર્તા પર રચાયેલ હોય છે. સંસ્કૃત નાટકોમાં વર્ણવેલ વિદૂષક જેવો વિદૂષક ભવાઈમાં નથી હોતો. ભવાઈમાં ડાગલો કે રંગલો વિદૂષકવેડા આચરતો હોય છે. હાસ્ય નિષ્પતિ કરાવનાર પાત્રો તરીકે વેશોમાં તેની ગણના હોય છે.



ગીત-સંગીત, નર્તન અને સંવાદોના સમન્વયવાળા વેશોમાં કવિતા-ગીતને રજૂ કરનારને સંગીતનું જ્ઞાન હોવા સાથે તેઓને માણનાર પ્રેક્ષકવર્ગની સમજણ અને કક્ષા પણ કેવી ઊંચી હશે? અસાઈતની ભવાઈ રચના પર આપણાં પ્રાચીન નાટકોની અસર હોવાનું મનાય છે. પરંતુ નાટકો કરતાં પુરાણ કથા અને તેમાંય ખાસ કરીને એમના પિતાશ્રીની કહેવા ગાવાની રીત અને શૈલીની અસર અસાઈત પર હોય એમ લાગે છે. વેશોમાં ગદ્યનુ પ્રમાણ ઓછું અને ગીત તથા નુત્યનું પ્રમાણ વધારે હોય છે. નૃત્યમાં પણ વૈવિધ્ય વધારે જોવા મળેલ છે. દા.ત. રાજા નાચતો પ્રવેશે ત્યારે ગંભીર છાપ પડે ગૌરવ જળવાય તે રીત ડગ માંડતો આવે. નૃત્યમાં વેગ, ઋજુતા, શૌર્યા, અધીરાઈ વગેરે વ્યકત થતાં હોય છે. નૃત્ય સાથેની આંગિક ચેષ્ટાઓ પણ અર્થ સભર બની રહે છે. સળગતા કાકડા સાથેનું નર્તન હોય ત્યારે હાથના ઉલાળા જુદી જુદી દિશામાં થાય અને એ સાથે સમગ્ર અંગનાં મરોડા તાલબધ્ધરીતે દર્શાવાય છે. હાથમાંના કાકડા મુખ નજીક વારંવાર આવે તે પ્રકારે કાંડામાંથી થતું હલનચલન મુદ્રાયુકત બની રહી મુખ પરના ભાવોને સ્પષ્ટ કરે છે. વર્તુળાકારે નર્તનક્રિયા થતી હોવાને લીધે ચાચરમાં ફરતા બેઠેલા પ્રેક્ષકો પૈકીના દરેક જણ પાત્રની ભાવ અભિવ્યક્તિ જોઈ શકે છે.

સામાન્ય રીતે વેશો આખી રાત રમાતાં આથી રાત્રીનાં પહેલા પ્રહરથી પ્રભાતના આખરી પ્રહર સુધીના, સમય પ્રમાણેના રાગો ભવાઈમાં ગવાતા દા.ત.માઢ, દેશ, આશાવરી, પરજ, સોરઠ, કલી ગડો, સોહની પ્રભાતિ, બિલાવલ. વગેરે. વેશોનું વર્ગીકરણ ત્રણ ભાગમાં થઈ શકે :-

(૧) સામાજિક વેશઃ- જૂઠણ, છેલબટાઉ, કજોડો, મિંયા-બીબી, પઠાણ-બામણી, ભકતાણી-સાધુ, ઝૂંઝડા, ઝંડો વણઝારો, બજાણીયો, દરજી, સરાણીયો, મુન્ડા, લાલવાદી, પાવાઈ (પતઈ રાવળ)

(૨) પૌરાણિકવેશઃ- રામ-લક્ષ્મણ, શંકર-પાર્વતી કાનગોપી, મઢીનો વેશ,

(૩) ઐતિહાસિકવેશઃ- ડોડિયા રાજપૂત, શૂરા રાઠોડ, વિકોસીસોદીયાઓ, રામદેવ, જસમા ઓડણું.

ઉપર્યુકત વેશોમાં સૌથી પ્રાચીન વેશ 'રામદેવ' ગણાય છે. અસાઈતની આ એક સળંગ કૃતિ છે. સાડા ત્રણ દિવસ સુધી ભજવી શકાય તેટલો તેનો કથાપટ છે. કુશળ ભજવનાર જ ભાજવી શકે, તેવી તેની ખુબી છે. સૃષ્ટિના આરંભથી અન્ત સુધીની કથા તેમાં વિસ્તરેલી છે. તેમાં કવિતાઓ પણ છે. તેનાં પરથી અસાઈતની કવિત્વ- શકિતનો, લયનો, છંદ, માત્રા આદિ માટેનાં તેનાં જ્ઞાનનો ખ્યાલ આપણને આવે છે.



મારાં નાકનું મોતી લ્યો ને રે
ગુણવંતાને જોવાં દ્યો ને રે,
એક માથું ગૂંથ્યું લટ વીખરી રે,
ગુણવંતાને જોવા નીસરી રે.
- રાણી સલુણા

સાંકડી શેરીમાં ગુણિયલ રામ મળયા,
સાથે છેલ બે-ચાર,
ઝાંઝરને મષે (મિષે) હું નમી,
મારા માની લેજો ઝવાર.
- સાખી

રજપુતોમાં કસુંબાનો રિવાજ એટલે સુધી ગયેલો કે એ પોતાની ઠકરાણીઓને પણ અમલ લેવાં આગ્રહ કરતા. ઠાકોર રાણીજીને અમલ લેવાનું કહે છે. ત્યારે જવાબમાં રાણી મીઠા ઠપકારૂપે બોલે છે.

સકળ સભામાં એમનાં બાઈબંધ બેઠા રે
તિયાંની લાજ એને આવે રે,
હો નણદીના વીરા ! સકળ સભામાં તમે પૂછો રે,
બૈરાંતે અમલ આરોગે રે? હો નણદીના વીરા.

ભવાઈ રમનારાઓનું વ્યવસ્થિત ટોળું હોય છે, તેમાં-પાંચ તાતા પાંચ ખડતલ, પૂરૂષ પાત્ર કરી શકે તેવા (૨) પાંચ માતા-પાંચ સ્ત્રીપાત્ર કરી શકે તેવા. (૩) પાંચ સમાતા દરેક રીતે ગાયન વાદન કે નાનાં મોટા પાત્રો અથવા અન્ય કામગીરી કરાનારા.

ટોળામાં પુરૂષો જ હોવાને લીધે સ્ત્રી પાત્રો પણ તેમનાં દ્વારા જ થતાં. અને એથી ચરિત્ર્યનો પ્રશ્ન રંગભૂમિને મુંઝવે છે એ તેમને ન નડતો. જો કે ગામના લોકો (ખાસ કરીને સ્ત્રીઓ) વારી જાય તેવા ફુટડા, રૂપાળા નટો મંડળીમાં હોવાને લીધે લપસી જવાનો ભય રહેતો. પરંતુ મંડળીનો એવો કડક નિયમ હતો કે આઠ માસ પર્યન્ત સહુએ બ્રહ્મચર્ય પાળવું. આવા રહન સહનને કારણે મંડળને ધાર્મિક રંગ લાગતો અને શ્રદ્ધા સાથે મંડળનું પોતાનું કાર્ય સફળ રીતે થતું હોવાનો આનંદ રહેતો.

ભવાઈ વેશો રમવા માટે મંડળીઓએ ગરાસ તરીકે ગામો વહેંચી લેવા પડતા. તેમાં નવથી ઓછા નહીં અને વીસથી વધારે નહીં એવું એક જૂથ તૈયાર થતું. સારા રમનારાઓને તેમાં કામ કરવા નિમંત્રવામાં આવતો. વેશો રમતાં ગામડામાંથી એકઠી થયેલી કુલ રકમનો (આવકનો) અઢીગણો ભાગ નાયકને મળતો વેશ-ગોર-વેશનો આચાર્ય (સંસ્કૃત નાટકનાં સૂત્રધાર જેવો.મુખ્ય પુરૂષ પાત્ર ભજવનાર ત્રણ હોય છે. (મુખ્ય નાયક, ઉપનાયક, પ્રતિનાયક) કાંચળીયો-મુખ્ય સ્ત્રી પાત્ર ભજવનાર ત્રણ-(મુખ્ય નાયિકા, ઉપનાયિકા, પ્રતિ નાયિકા) એમને પણ ઉપર્યુકત પ્રમાણે ભાગ મળતો. મશ્કરો (રંગલો-વિદૂષક) તે એક જ હોય છે. છતાંય તેને વેશગોર જેટલોજ ભાગ આપવામાં આવે છે. તે સિવાય સાજીંદા-વાદ્યોવાળા સાથીદારો, રસોઈઆને (કેટલાક ગામોમાં મળતાં સીધામાંથી રાંધવું પડતું.) આ લોકોને પણ દોઢ, સવા એક અને અર્ધો ભાગ મળતો વાદ્યો વગાડનાર જેટલા સારા તેપ્રમાણમાં વેશની કક્ષા બંધાતી.

ભુંગળિયોઃ- ભૂંગળ ભવાઈનું સુરીલું વાદ્ય છે. નર અને માદા- બે ભૂંગળો. ધીમી ગતિમાં ષડજના સૂરમાં ભવાઈનું પાત્ર ગાતું હોય ત્યારે નર ભૂંગળના સૂર રેલાય. અને ઉપરના સૂરે ગવાતાં ગીતોમાં માદા ભૂંગળ વાગતું. માદા ભુંગળના તારસપ્તજના સૂરો રણભેરીનાં નાદ જેવા લાગે છે. આ ભૂંગળ તાંબાની હોય છે. એ ત્રણ ભાગમાં જોડાયેલી હોય છે. ભૂંગળ એટલે લોક તેડું. ગામમાં ભવાઈનો વેશ થવાનો હોય ત્યારે ખેતર અને ઘરનું-કામ પતાવી-પરવારી લોકો ઠાકર મંદિર કે ગામને પાદર માતાનું સ્થાનક રાખીને ધૂપ દીપ કરેલાં હોય તે સ્થળેથી ભુંગળના સૂરો સાંભળી વેશ શરૂ થતાં પહેલાં પાત્રો સિવાયનાઓ માતાનાં થાનકે બેસી ગાણાં ગાય છે. આ સમય દરમ્યાન ચાચરની આસપાસ લોકોની ઠાઠ જામે છે. અહીં અમીર-ગરીબનાં ભેદ વિના કોઠળા પર, આસન પર ધુળ પર, વંડી પર, ઝાડ પર બેસી લોકો ભવાઈ જુએ.

ચાચરમાં સહુથી પહેલો વેશગોર આવે છે, જે ચાચર પૂરે છે. અને પડ બાંધે છે. પડ બાંધવાથી રમનારા પર બહારના મેલા તત્વોની અસર ન થાય તેવી માન્યતાને આધારે તે એક વંશ પરંપરાગત સ્વીકૃત-રિવાજ બની ગયો. પડમાં પ્રત્યેક વેશના પાત્રોનાં આવણાં ગવાય. એટલે કે પ્રવેશનાર પાત્ર કોણ, કેવું વ્યકિતત્વ અને વેશમાં કઈ રીતે રમશે તેનો આછો ખ્યાલ આપે છે. આવણું ગવાય એટલે તે પાત્ર પોતાના સ્વભાવ અને વ્યકિતત્વ અનુસાર પગલાં ભરતું પ્રવેશ કરે છે. પ્રત્યેક પાત્રનો પ્રવેશ તબલાનાં ચોક્કસ તાલ સાથે, પગનાં ઠેકાની લય અને ગતિની માત્રા પ્રમાણેનાં નર્તન સાથે થાય છે.

જે સ્વરથી પોડમાં (પડમાં-ચાચરમાં) પાત્રે ગાવાનું હોય તે સ્વરથી ભૂંગળિયો ઉપાડ કરે. અને જ્યાં ગાનનાં અંતરા બદલાય ઠેકા બદલાય તે પ્રમાણે ભૂંગળના સૂર બદલાય. વર્તુળાકારે થતાં નૃત્યમાં તિહાઈ વારંવાર લેવામાં આવે છે. ભૂંગળનાં સૂરની સાથે રમનાર પાત્ર ગીત ભવાની સાથે એકચિત્ત બની શકે છે, નર્તનનો જોમ જુસ્સો જળવાઈ રહે છે. નરઘાં વગાડનાર ક્યાંય ધીમા, ક્યાંક જોષથી, ક્યાંક ખુલ્લા બાજથી વગાડી શૌર્ય ઉત્તેજના પ્રેરી નર્તન કરનારને ખૂબજ સહાયરૂપ બને છે.

ભવાઈ કે જેને આપણે 'લોકનાટ્ય' સ્વરૂપે ઓળખીએ છીએ, એવાં આ પ્રકારમાં એક કાળે સુમધુર કંઠ સુડોળ શરીર, ભજવવાની કુશળતા, નૃત્યની સૂઝ અને તાલ-લયની સમજણવાળા કલાકારોના સમન્વય થયેલો આથી એ પ્રકાર લોકપ્રિય અને આકર્ષક બનેલો. ૧૧મી સદી પછી (સંસ્કૃત) નાટયકળા નષ્ટ થયા પછી લોક મનોરંજનનો એક માત્ર પ્રકાર (ગુજરાતમાં) 'ભવાઈ' જ હતો. ગામડામાં રમાતી આ ભવાઈની અસર તે સમયે વિકસતા નાનાં મોટા શહેરોમાં પણ જોવા મળતી.

ઉત્તર ગુજરાતના નામી અનામી કલાકારોએ આ કલાને વર્ષો સુધી જીવંત રાખી. મનોરંજનની ટી.વી. પર્યન્તના સાધનો અસ્તિત્વમાં આવવા છતાં ભવાઈ પ્રત્યેનું આજનું લોકાકર્ષણ ઘટયું નથી, પરંતુ વધ્યુ છે. સાહિત્ય ક્ષેત્રની મહાન પ્રતિભાઓમાં પણ તેનાં અભ્યાસની દ્રષ્ટિએ, તેનું સ્વતત્વ શોધવાની અને તેનાં પ્રાબલ્યનો કયાસ કાઢવાની સંશોધન વૃત્તિ જાગી છે. ભવાઈના માળખાંમાં એના પોતાને કેન્દ્રમાં રાખી નવા સમયની વાતને ગૂંથવાનો મોહ જાગ્યો છે. લોકો સાથેના પ્રત્યાયનના પ્રબળ માધ્યમ તરીકે ભવાઈએ નવા લોકોને પણ આકર્ષે છે. આવા આ પ્રકારને ક્યારેય કોઈ સ્થળે ભજવનારાઓએ વેશની ભજવણી વખતે કેટલાક લોકોને ખુશ કરવા ખાતર અશ્લિલતા દેખાડી હશે, તે વાતનો કાગનો વાઘ કરીને ભવાઈને બિભત્સ પ્રકાર તરીકે ભાંડનારાઓએ જેટલા વેશો આજે પ્રાપ્ય છે. અને વેશોને સારી રીતે ભજવનારો રહ્યો જે કલાકાર વર્ગ છે. તેમનો સંપર્ક સાધીને તેમની નજરે તેઓની હયાતી છે. તે દરમ્યાન જે કુશળતાથી તેઓ વેશો સુંદર રીતે તેના સૌન્દર્ય તત્વને સાંચવીને ભજવે છે તેને જોઈ લેવા જોઈએ, કે જેથી તેમનો અશ્લિલતા માટેનો ભ્રમ ભાંગે. આ સુગાળવા વૃત્તિ ધરાવનારાઓને પૂછવાનું મન થાય કે ગુજરાતી રંગ ભૂમિની સુવાશતાબ્દિને ઉજજવળ રાખનારા સિતારાઓ ભોજક અને નાયક સિવાયા બીજા કોણ? આધુનિક રંગભુમિને પણ આ કળાનું વળગણ છે જ તો પછી "મન મન ભાવે મૂંડી હલાવે." એવો દંભ શા માટે ? ભવાઈ કરનારાઓ ઓછું ભણેલા હોવાથી ચોક્કસ પણે સારા સંસ્કારોથી વંચિત રહ્યા જ હશે, જેથી પલટાતા યુગની સાથે તાલ મિલાવી શક્યા નહીં. અને તેથી એ પ્રકારનું તેજ ઝાંખુ પડતું ચાલ્યું. રજૂઆતમાં અતિરેકતા, અતિશયોકિતની સાથે અશ્લિલ ચાળા જરૂર ઉમેરાયા હશે. પણ એથી "પાડા ના વાંકે પખાલીનેડામ" ? આજની જુગુપ્સા પ્રેરક રેઢિયાળ લેખનવૃત્તિ અને રજુઆત વાળા કોમેડી નાટકો કરતાં ભવાઈ સો દરજ્જે ઉત્તમ હતી.

ગુજરાતમાં આ કળાની પરંપરાને જાળવી શકાય તેમ છે. તરગાળા જાતીમાં ભાવાઈ અંગેના આનુવાંશિક સંસ્કારો જોતાં તેને રંગભૂમિનાં એક અંગ તરીકે સ્વીકારી એ પ્રકાર સાથે સુસંવાદિતા અને સમન્વય સાધવો જોઈએ ભવાઈનાં ઉત્થાન અને ઉત્કર્ષ માટે ફાંફાં મારતા લોકોએ પણ આત્મ નિરીક્ષણ કરવું જોઈએ કે તેઓ ખરેખર આ ધ્યયેની સિદ્ધિ માટે કામ કરે છે? કે પછી પેલા રમનારાઓની શોષી નર્યોસ્વાર્થ સિદ્ધ કરે છે?

કોઈપણ એક સંસ્થા કે વ્યકિતને આ લોકનાટયની (તેના જુના વેશોનાં) સન્માનજનની ઈજારાશાહીન હોવી જોઈએ. ગુજરાતકોલેજ ના નાટ્યવિભાગે તો ડિપ્લોમા અને ડીગ્રી અભ્યાસક્રમોમાં ભવાઈને મહત્વનું સ્થાન આપ્યું છે. અભ્યાસ તરીકે એ સ્વીકારી લઈ, પ્રતિવર્ષ જૂના માળખામાં નવાવેશ રચી ભજવાય છે. પણ આ કાર્યને બિરદાવવાની તકલીફ કોઈએ લીધી નથી. ખેર, સંસ્થાનું કામ તો યુવકો દ્વારા મૃતઃપ્રાય સ્થિતિમાં જીવતી ભવાઈને સંવારવાનું, સંભળવાનું જ છે.

નાટ્ય શિબિરો યોજાય, સંગીત અને અભિવ્યકિતની શિબિરો યોજાય, પરંતુ ભવાઈની શિબિરો યોજવાનો વિચાર કોઈને પણ જરા સુરખોય આવતો નથી. પલોદર, વિસનગર, વડનગર ઊંઝા કે પાટણ ખાતે શિબિર યોજી આ સ્થળોનાં પરંપરાગત રીતે રમનાર લાભ લઈ શકાય ગુજરાત યુનિ. કે ગુજરાત રાજ્ય સંગીત, નૃત્ય નાટ્ય અકાદમી આ દિશામાં પગલું ભરશે તો તે ઘણું જ સ્તુત્ય અને પ્રશંસનીય બની રહેશે.

**(સ્વ. શ્રી જયશંકર સુંદરીના વ્યાખ્યાનને આધારે.)**




**સૌજન્ય : રંગમ થિયેટર**

## આંતરરાષ્ટ્રીય ખ્યાતિ પ્રાપ્ત કરનાર અને ગુજરાત ગૌરવ પુરસ્કૃત કલાકાર

# ભરત બારીયા - અક્ષય પટેલ



ભરત બારીયા અને અક્ષય પટેલ આ બંને પ્રગતિ અને પ્રસિદ્ધિના એક પછી એક સોપાનો સંઘર્ષ સાથે સર કરીને ગુજરાત નહી પરંતુ ભારત ભરમાં તેમજ દુનિયામાં નૃત્ય ક્ષેત્રમાં દેશ ને ગૌરવ અપાવ્યું છે તેમણે ભરત નાટયમ, કુચી પુડી, કથકલી, માશર્લ આર્ટસ સાઉથ કેરાલાનું કલરી પાઇટુ , કન્ટેમ્પરેરી નૃત્ય અને કાશ્મીરથી કન્યા કુમારીના લોક નૃત્યો તથા ગુજરાતના લોકનૃત્યોમાં પારંગત છે અને અભિનય કલામાં પણ નિપુણતા મેળવેલી છે. તેઓએ ભારતના વડાપ્રધાનશ્રી નરેન્દ્રભાઇ મોદી અને ભારતના ભૂતપૂર્વ રાષ્ટ્રપતિશ્રી અબ્દુલ કલામ સાહેબ તથા અમેરીકાના ભૂતપૂર્વ રાષ્ટ્રપતિ શ્રી બીલ કલીન્ટન સાહેબ સામે નૃત્યની આગવી શૈલી દ્વારા તેમની પ્રશંસા મેળવેલી છે. દેશ વિદેશના મહાનુભાવો અને જાણીતા ઉદ્યોગપતિઓ સમક્ષ ખાસ નિમંત્રણને માન આપી તેઓની કલાના ઓજસ પાથરી ચુકયા છે. ગુજરાત સરકાર તરફથી તેઓને ગુજરાત ગૌરવ પુરસ્કાર પ્રતિષ્ઠિત એવોર્ડ અને જાહેર નાગરિક સન્માન પણ પ્રાપ્ત કરેલ છે અને બંને કલાકારોએ લીમ્કા બુક ઓફ રેકોર્ડસમાં એક સ્ટેજ ઉપર ૨૦૦૦ બાળકો સાથે નૃત્ય નો કાર્યક્રમ આપી પોતાનું આગવું સ્થાન મેળવેલ છે. સ્વર્ણિમ ગુજરાતના વર્ષમાં ગુજરાતના બ્રાન્ડ એમ્બેસેડર શ્રી અમિતાભ બચ્ચનને લઇને બનાવવામાં આવેલી ડોકયુમેન્ટરી ફિલ્મ "ખુશ્બુ ગુજરાત કી" મા શ્રેષ્ઠ સંગીતકાર શ્રી એ.આર. રહેમાનના ગીતમાં અને ભારત બાલા પ્રોડકશનમાં અભિનય આપેલ છે. ગુજરાત સરકાર દ્વારા ઉજવાયેલ જેવા કે વાયબ્રન્ટ નવરાત્રી, કચ્છ ધોરડો ફેસ્ટીવલ, તરણેતર મેળો, કાંકરીયા કાર્નીવલ, પંચમહોત્સવ, ગીરનારકુંભ મેળો, ડાકોર ફાગણોત્સવ, ગુજરાત ગૌરવ દિવસ, સોમનાથ પ્રભાતોસ્વ જેવા ફેસ્ટીવલમાં નૃત્યના કાર્યક્રમ રજૂ કરેલ છે. તેઓએ સામાજીક વિડીયો ફિલ્મ, ડોકયુમેન્ટરી ફિલ્મ જેવી કે પર્યાવરણ , પ્રદુષણ, દહેજ વિરોધી, બેટી બચાવો અને ટી.વી. સીરીયલોમાં પણ અભિનય સાથે લોક જાગૃતિનો સંદેશો પાઠવેલ છે અને ગુજરાતના સુપર સ્ટાર કહેવાતા શ્રી ભરત બારીયાએ કુલ ૨૦૦૦ જેટલી વિડીયો સીડી આલ્બમમાં એકટીંગ અને નૃત્ય દ્વારા પોતાની કળાનો પરિચય કરાવ્યો છે અને તેમણે ઘણા ગુજરાતી પિકચરમાં મુખ્ય અભિનેતાની ભૂમિકા પણ કરેલ છે અને તેમને બેસ્ટ આલ્મબ કિંગનો પુરસ્કાર મેળવેલ છે. તેઓએ સિમ્હસ્થ મહાકુંભ મેળા ઊજ્જૈન, કાશી વારાણસી ઘાટ અને ઋષીકેશમાં શ્રી પરમાર્થ નિકેતન આશ્રમમાં વર્લ્ડ ઇન્ટરનેશનલ યોગ ફેસ્ટીવલમાં ૯૪ દેશોના લોકો સમક્ષ નૃત્યનો કાર્યક્રમ રજુ કરેલ છે અને સન્માન મેળવેલ છે. તેઓએ વિદેશોમાં અલગ અલગ આઠ યુનિવર્સિટીઓમાં પણ તેમણે ૨૫૦૦ થી ૩૦૦૦ વિદ્યાર્થીઓને લોક નૃત્ય અને કલાસીકલ નૃત્યના વર્કશોપ લઇને ગુજરાત તથા ભારતની સંસ્કૃતિને ઉજાગર કરી છે. ભારતમાં નૃત્યના અનેક સફળ કાર્યક્રમો કરવા ઉપરાંત તેઓએ દુનિયાભરમાં અનેક દેશોમાં જેવા કે અમેરીકા, લંડન, કેનેડા, ઓસ્ટ્રેલીયા, જાપાન, તાઇવાન, હોંગકોંગ , સિંગાપુર, આફ્રીકા, ઇઝરાયલ, ઇજીપ્ત, દુબઇ ,મેકસીકો, ચાઇના, રશિયા, ફ્રાન્સ, પેરીસ તેમજ આખા યુરોપમાં પણ ભારતીય સંસ્કૃતિની ફોરમ પોતાની કલા દ્વારા પ્રસરાવી છે અને આ પ્રવાસો દ્વારા સમગ્ર વિશ્વને ભારત તથા ગુજરાતની કલા સંસ્કૃતિનો ગૌરવ પ્રત પરિચય કરાવ્યો છે.

# ગુજરાતી ફિલ્મોનો ભવ્ય વારસો

- માલતી મહેતા

"આંસુ તો એક ટીપું પાણી અને નવ્વાણું ટકા લાગણી છે" આવા અનેક સંવાદો અને હૃદયસ્પર્શી કથાનકવાળી 'ચાલ જીવી લઈએ ' જેવી ગુજરાતી ફિલ્મોની આજ અને આવતીકાલની ઉજળી સંભાવનાઓ જોઈ રાજીપો થયો. વર્ષોથી એક ભાવક તરીકે ફિલ્મને જન માધ્યમ તરીકે ભણતી અને ભણાવતી રહી છું. પસંદગી ની ગુજરાતી ફિલ્મો નાનપણમાં મમ્મી પપ્પા સાથે જોઈ અને તે પછી ઘણી ફરજીયાત પણે જવાબદારીના ભાગ રૂપે જોઈ. ગુજરાતી ફિલ્મોના સાત દાયકા ની માહિતીપ્રદ અને સતત જકડી રાખનાર ત્રણ ભાગમાં બનેલી ડોક્યુમેન્ટરી ૨૦૧૨માં શ્રી દીપક બાવસ્કરે ગુજરાત રાજ્યના માહિતી ખાતા માટે બનાવી, જેમાં શ્રી સુભાષ શાહનું સંશોધન અને વરિષ્ટ કલાકાર કસબીઓની મુલાકાતોએ ગુજરાતી ફિલ્મોની ઉજ્જવળ કાલાનો ગૌરવવંતો ઈતિહાસ ઉઘાડી આપ્યો. દૂરદર્શન ઉપર પ્રસારિત થયેલ આ ડોક્યુમેન્ટરી નવી પેઢીને ફિલ્મો વિશે ભણાવતા અચૂક બતાવીને તેમને વિશ્વ અને ભારતના સિનેમાના ઈતિહાસ સાથે જ ગુજરાતી ફિલ્મો વિશે પણ માહિતી આપું છું.

યુવા વર્ગને થોડા વર્ષો પૂર્વે ગુજરાતી ફિલ્મો જોવાનું કહેવામાં આવતું ત્યારે જવાબ મળતો "ના..રે..અમે એવી કેડિયા, પાઘડા ને ચોયણીવાળી ફિલ્મો ના જોઈએ".."અરે જયારે એટલા જ પૈસા ખર્ચતા અમને દિગ્ગજ કલાકારો અને સુંદર વિદેશી સ્થળો જોવા મળતા હોય તો આ ગામડાંમાં બનેલી ફિલ્મો કોણ જુએ?" વડીલો કહેતા "કરમુક્તિ ભલે ને હોય, ફિલ્મની વાર્તામાં ચમત્કારો અને અંધશ્રદ્ધા કે છીછરા હાસ્ય બતાવીને અમારે નવી પેઢીને બગાડવી નથી" "ક્યાં છે ગુજરાતીના સમર્થ લેખકોની કૃતિ પરથી બનતી ફિલ્મો? એની એ જ લોકકથાઓ અને તેની નબળી માવજત" આ અને આવી અનેક ફરિયાદો સાથે ગુજરાતી પ્રેક્ષકો ગુજરાતી ભાષામાં બનેલી ફિલ્મોથી વિમુખ થતા ગયા, પરિણામે ગુજરાતી ફિલ્મ નિર્માતાઓ પણ વધુ ને વધુ ગ્રામ્ય પ્રેક્ષકોને ધ્યાનમાં રાખીને, ઓછા ખર્ચે, નબળી ફિલ્મો બનાવતા રહ્યા અને આ ચક્રવ્યૂહમાં ગુજરાતી ફિલ્મોનો ગૌરવવંતો ઈતિહાસ ભુલાયો. કોણ નવી પેઢીને જણાવશે કે આજે જે ગુજરાતી ફિલ્મોને 'શહેરી', 'યુવા વર્ગલક્ષી' કહીને પોંખો છો એ આવકાર્ય છે પણ આ ફિલ્મો શરૂઆતના ઘણા દાયકાઓ સુધી ખુબ પ્રભાવક હતી. વિષયોમાં વૈવિધ્ય પણ હતું અને જાણીતા લેખકોની ઉત્તમ કૃતિઓ પણ હતી, કલાકાર કસબીઓ પણ મોટા ગજાના હતા. ચાલો તો એક ડોકિયું આ ભવ્ય ભૂતકાળમાં કરી લઈએ અને આપણા આ વારસાને પણ સમજીએ. હિન્દી સિવાયની ભારતીય ભાષામાં બનેલી પહેલી બોલતી ફિલ્મ હતી ગુજરાતી! નિર્માતા ચીમનભાઈ દેસાઈની મૂવિટોન, મુંબઈના બેનર હેઠળ રજુ થયેલી પુરા કદની ફિલ્મ 'નરસિંહ મહેતા' ૯ એપ્રિલ, ૧૯૩૨ ના દિવસે રજુ થઈ. લેખક ચતુર્ભુજ દોશી અને દિગ્દર્શક નાનુભાઈ વકીલે આ ફિલ્મ માત્ર પચ્ચીશ દિવસમાં બનાવેલી. આ પૂર્વે 'નવચેતન'ના તંત્રી ચાંપશીભાઈ ઉદેશીની વાર્તા પરથી બે રીલની 'મુંબઈની શેઠાણી ' ટૂંકી ફિલ્મ બની હતી તેમાં "ફેશનની ફિશિયારી, કોને કહેવી આ કહાણી" વિશિષ્ટ ગીત હતું.

'નરસિંહ મહેતા' થી શરૂ થયેલી ગુજરાતી ફિલ્મોની યાત્રા આજે ૮૭માં વર્ષે પણ ઘણા ઉતાર - ચઢાવ પછી પૂર જોશમાં ચાલુ છે. ૧૯૩૨ થી ૧૯૪૦ દરમિયાન 'સતી સાવિત્રી', 'સંસારલીલા', 'અક્કલના બારદાન', 'ઘરજમાઈ', 'બે ખરાબ જાણ', 'અછૂત', હાંકડો ફિતૂરી, 'સમાજના વાંકે' જેવી ફિલ્મો મહત્વની રહી. ૧૯૪૧ થી ૧૯૪૬માં ફિલ્મો ઓછી બની. ૧૯૪૬માં, વી. એમ. વ્યાસની 'રાણકદેવી ' રજુ થઈ. ૧૯૬૦ સુધીમાં 'ભક્ત સુરદાસ', 'કુંવરબાઈનું મામેરું', 'ગુણસુંદરી', 'કરણઘેલો', 'કરિયાવર', 'પૃથ્વીવલ્લભ' અને 'ગાંધીજી' જેવી ફિલ્મો બની. ૧૯૬૦માં વર્ષા ચિત્ર, મુંબઈ દ્વારા રાજેન્દ્રકુમાર અને ઉષા કિરણ અભિનીત 'મહેંદી રંગ લાગ્યો', ૧૯૬૪માં રજબ-શયદા ના નિર્માણ અને મનહર રસકપૂર દિગ્દર્શિત, આશા પારેખ અભિનીત 'અખંડ સૌભાગ્યવતી', ૧૯૬૫માં મનુભાઈ ગઢવીની 'કસુંબીનો રંગ', ૧૯૬૬માં સંજીવકુમાર અભિનીત 'કલાપી' જેવી સુંદર




ફિલ્મો રજુ થઈ.૧૯૬૮માં પ્રથમ રંગીન ગુજરાતી ફિલ્મ 'લીલુડી ધરતી' બની. આ તમામ ફિલ્મોના ગીત સંગીતે પણ ધૂમ મચાવી. અવિનાશ વ્યાસ, દિલીપ ધોળકિયા, અજિત મરચન્ટ જેવા માતબર સંગીતકારોએ ગુજરાતી ગીતોને લોક હૈયે ચિરંજીવ બનાવ્યા. હિન્દી ફિલ્મના જાણીતા ગાયકો - લતા મંગેશકર, મુકેશ, આશા ભોંસલે , મોહમ્મદ રફી, કિશોરકુમાર, મન્નાડેએ ઘણા ગુજરાતી ગીતો ગાયા.

૧૯૭૧નું વર્ષ ગુજરાતી ફિલ્મ ઉદ્યોગમાં નવો વળાંક લાવે છે. ઉપેન્દ્ર ત્રિવેદી-અનુપમા અભિનીત 'જેસલ તોરલ' ઈસ્ટમેન કલરમાં રજુ થઈ અને આ ફિલ્મ ગુજરાતી ફિલ્મ ઉદ્યોગ માટે 'શોલે' સાબિત થઈ. આવકના રેકોર્ડ તૂટ્યા. તેના ભજનો, દિવાળીબેન ભીલનો અવાજ ઘેર ઘેર ગુંજવા લાગ્યો. આ સાથે જ લોકકથાનકો અને દંતકથાઓ પરથી ફિલ્મો બનાવવાનો દોર શરુ થયો. કેટલીક લોકપ્રિય પણ બની.પણ વેપારી દ્રષ્ટિવાળા નિર્માતાઓ "અહીં તો આ જ ચાલે" તેવું માનવા લાગ્યા અને તે પછી જે ફિલ્મો બની તેણે ગુજરાતી ફિલ્મ ઉદ્યોગની પડતીના પગરણ માંડ્યા. શહેરી મધ્યમવર્ગે આવી ફિલ્મો જોવાનું બંધ કર્યું , જેણે આર્થિક રીતે આ ઉદ્યોગની કેડ ભાંગી નાખી.

૧૯૭૦-૮૦ના દાયકામાં ભારતીય ફિલ્મ ક્ષેત્રે સ્ટારડમ અને સુપરસ્ટારનો ઉદય થયો.ગુજરાતી ફિલ્મ ઉદ્યોગને મદદ મળે અને હિન્દી ફિલ્મો સામે તે ટકી શકે તે માટે રાજ્ય સરકારે ૧૯૭૫થી સો ટકા મનોરંજન કરમુક્તિ આપી, ૧૯૮૦ પછી સબસીડી શરુ કરી, અને પરિણામે ફિલ્મ નિર્માણ માં ભરતી આવી. ૧૯૭૫માં 'તાના-રીરી' ફિલ્મથી મહેશ-નરેશ કનોડિયાની જોડીનું આગમન થયું. ૧૯૭૮માં તેમની 'તમે રે ચંપો 'ને અમે કેળ' ટિકિટબારી પર અત્યંત સફળ રહી. નરેશ કનોડિયા થકી ગુજરાતી ફિલ્મોને મોર્ડન ડાન્સસ્ટાર મળ્યો. આમ ૧૯૭૦ થી ૧૯૮૫ નો ગાળો ગુજરાતી ફિલ્મોનો સુવર્ણકાળ ગણાય છે. મલ્લિકા સારાભાઈ, રાગીણી, રીટા ભાદુરી, કિરણકુમાર, અસરાની જેવા કલાકારો ફિલ્મોમાં છવાયા. લોકકથાઓની સાથે 'માબાપ' 'મોટા ઘરની વહુ', 'પારકી થાપણ', 'દાદા હો દીકરી' જેવી સામાજિક ફિલ્મો પણ સફળ રહી.







૧૯૮૦ પછી હિન્દી ફિલ્મોની નબળી નકલો અને સામાજિક પરિવર્તન સાથે ફિલ્મ કથાનકોમાં પરિવર્તન લાવવામાં નિર્માતાઓ થાપ ખાઈ ગયા. ટીવીનું આકર્ષણ પણ વધ્યું હતું અને પરિણામે શહેરી શિક્ષિત ઉચ્ચ મધ્યમ વર્ગ ગુજરાતી ફિલ્મોથી દૂર થયો. ૧૯૯૦ સુધીમાં ગુજરાતી ફિલ્મ ઉદ્યોગ લગભગ મરણ પથારીએ પહોંચી ગયો. ૧૯૯૮માં ગોવિંદભાઈ પટેલ ની 'દેશ રે જોયા દાદા પરદેશ જોયા' ફિલ્મે  સફળતા મેળવી, તે પછી દાદા-દીકરીની વાર્તાવાળી ફિલ્મો બનવા લાગી. ૧૯૯૭-૯૮માં જસવંત ગાંગાણી ની 'મહિયર માં મનડું નથી માનતું' ને મોટી સફળતા મળી.

અત્યાર સુધી ગુજરાતી ફિલ્મોના ઈતિહાસમાં જે ઉતાર-ચઢાવ જોયા, તે સાથે એ પણ ખાસ નોંધવું રહ્યું કે આ જ સમય દરમિયાન કાંતિ  રાઠોડને પન્નાલાલ પટેલ લિખિત ફિલ્મ 'કંકુ' માટે અને  ધીરુબેન પટેલ લિખિત 'ભવની ભવાઈ' ફિલ્મ માટે કેતન મહેતાને આંતરરાષ્ટ્રીય ખ્યાતિ પણ મળી. વિનોદિની નીલકંઠ લિખિત સાહિત્ય કૃતિ પરથી  'કાશી નો દીકરો', પન્નાલાલ પટેલ લિખિત 'માનવીની ભવાઈ' જેવી સરસ ફિલ્મો પણ બની. તે પછીના વર્ષોમાં પણ 'દરિયા છોરું',  'હું, હુંશી, હુંશીલાલ',  'લવ ઈઝ બ્લાઈન્ડ' જેવી ફિલ્મો બની પણ તેને ધારી સફળતા મળી નહિ. નવાઈની વાત એ છે કે, મુંબઈમાં હિન્દી ફિલ્મ ઉદ્યોગ અને ટીવી ક્ષેત્રે, નિર્માણ, દિગ્દર્શન, અભિનય, સંગીત અને ટેકિનકલ ક્ષેત્રે દિગ્ગજ ગુજરાતીઓ કામ કરે છે અને ખુબ નામ કમાય છે, પણ તેઓને ગુજરાતી ફિલ્મ બનાવવામાં ભાગ્યે જ રસ પડ્યો છે. આંકડા ની દ્રષ્ટિએ જોઈએ તો ૧૯૮૧ માં એક વર્ષમાં લગભગ ૩૬૮ ગુજરાતી ફિલ્મો બની હતી તેની સંખ્યા ઘટીને ૨૦૦૧ માં ૨૦થી પણ ઓછી હતી. ગુજરાત સરકારે ગુજરાતી ફિલ્મ ઉદ્યોગના વિકાસ માટે ગુજરાત ફિલ્મ ડેવલપમેન્ટ કોર્પોરેશન ની રચના કરી હતી પણ તે પણ ૧૯૯૮ માં બંધ કરવામાં આવ્યું.વર્ષ ૨૦૦૫માં ગુજરાત સરકારે ફરી એક વાર સો ટકા મનોરંજન કરમુક્તિ આપી, સાથે પાંચ લાખની સબસીડી પણ જાહેર કરી. તેને પરિણામે, વર્ષે ફિલ્મોની સંખ્યા સરેરાશ ૬૦ જેટલી થઈ.

મોટા ભાગની ફિલ્મો ગ્રામ્ય વિષય અને ધાર્મિક હતી અને તેને જોવાવાળો વર્ગ પણ નાનો હતો. ૨૦૦૮માં આશિષ કક્કડ દિગ્દર્શિત 'બેટર હાલ્ફ' ફિલ્મથી પ્રેક્ષકો મલ્ટિપ્લેક્સમાં ગુજરાતી ફિલ્મ જોતા થયા.અભિષેક જૈનની ૨૦૧૨ માં રજુ થયેલી 'કેવી રીતે જઈશ' અને ૨૦૧૪ માં રજુ થયેલી 'બે યાર' ફિલ્મોથી ગુજરાતી ફિલ્મ ઉદ્યોગમાં એક ક્રાંતિ આવી. શહેરી, યુવા,  ઉચ્ચ મધ્યમ વર્ગ ગુજરાતી ફિલ્મો જોવા લાગ્યો. આ પછી અર્બન, યુવાલક્ષી વિષયો સાથે મોટા પાયે ફિલ્મો બનવા લાગી, જેમાંની ઘણી, નબળી વાર્તા અને ઓછી પ્રોડ્યૂકશન વૅલ્યુ ને કારણે નિષ્ફળ રહી. કથાનકમાં નાવીન્ય, માવજતમાં તાજગી, સારા અદાકારો, કુશળ દિગ્દર્શન, ઉત્તમ ટેકનોલોજી , સ્મરણીય ગીત સંગીત , સુંદર લોકેશન, કોસ્ચ્યુમ ,સેટ , મેકપ - આ બધું જ એક સારી ફિલ્મ માટે ખુબ જરૂરી છે. ગુજરાતમાં લોકેશનમાં કોઈ કમી નથી. સિનેમા ટુરિઝમ માટે સરકારે ઘણી આકર્ષક યોજના અને પોલિસી બનાવી છે. અત્યારે યુવા, તાલીમ પામેલા દિગ્દર્શકોએ નવા વિષયોમાં પ્રયોગો શરુ કર્યા  છે, જે ખુબ આવકાર્ય છે  - 'રોન્ગ સાઈડ રાજુ', 'વિટામિન શી', 'શોર્ટ સર્કિટ', 'લવ ની ભવાઈ', 'ભંવર', 'પાસપોર્ટ', 'હુતુતુ', 'રતનપુર', 'પ્રેમજી', 'સાહેબ', 'ગુજ્જુભાઈ'.. આના સુંદર ઉદાહરણો છે. કલાકારોમાં પણ ઘણા નવા ચેહરા આવ્યા છે - પ્રતીક ગાંધી, દિવ્યાંગ ઠક્કર, મલ્હાર ઠાકર, યશ સોની, પાર્થ ઓઝા, રોનક કામદાર, ધ્વનિત ઠાકર, ઈશા કંસારા, કિંજલ રાજપ્રિય, ભક્તિ કુબાવત, આરોહી પટેલ,દીક્ષા જોશી, જાનકી બોડીવાળા અને બીજા ઘણાં. દિગ્દર્શકોમાં અભિષેક જૈન, મીખીલ મુસળે, કૃષ્ણદેવ યાજ્ઞિક, ફૈઝલ હાશ્મી, રાજેશ શર્મા, શૈલેષ પ્રજાપતિ, શીતલ  શાહ, અદિતિ ઠાકોર, વિપુલ શર્મા, વિજયગીરી અને અન્ય. સંદીપ પટેલ જેવા અનુભવી દિગ્દર્શકે 'લવની ભવાઈ' જેવી તાજગીપૂર્ણ સફળ ફિલ્મ બનાવી. 'ચાલ મન જીતવા', 'રેવા', 'ઢ', 'ચાલ જીવી લઈએ'  જેવી ફિલ્મોએ ગુજરાતી ફિલ્મોને નવી ઉંચાઈ પર મૂકી દીધી છે.

ગુજરાતી પ્રેક્ષકે હંમેશા સારી ફિલ્મો ને વધાવી છે, નવા સંગીતકારોને, તેમના ગીતોને આવકાર્યા  છે. લેખન, દિગ્દર્શન, સંગીતમાં નવી ટેલન્ટને પૂરતી તક મળી રહી છે. રાજ્ય સરકાર પણ હકારાત્મક રીતે પ્રોત્સાહક નીતિ ઘડીને, તેનો અમલ કરી રહી છે. આશા છે કે આ તમામ સહિયારા પ્રયત્નોથી ગુજરાતી ફિલ્મો ફરી એક વાર એના સુવર્ણ કાળને જીવિત કરશે.



# પ્રાચીન યુગમાં જાહોજલાલી ભોગવતું ગધેડું

- જોરાવરસિંહ જાદવ

ફોટોગ્રાફ્સ - પ્રવિણસિંહ ચૌહાણ

વેદ ના વખત જેટલું પ્રાચીન ગધેડું : ગધેડાનો સંબંધ લોકજીવન સાથે પ્રાચીનકાળથી જોડાયેલો જોવા મળે છે. આજે ગધેડાને અક્કલ વગરનું ભારવાહક પ્રાણી ગણવામાં આવે છે. ઘણીવાર બુદ્ધિ વગરના માનસ માટે પણ 'ગધેડો' શબ્દ પ્રયોજાય છે, પણ જૂના જમાનામાં એવું ન હતું. વેદકાળમાં તો ગધેડાંના ખૂબ માનપાન હતાં. સિંધુ ખીણના અવશેષોમાંથી જે હાડકાં મળ્યાં છે, તેના પરથી સાબિત થયું છે કે એ યુગમાં ગાય, ભેંસ, હાથી, ઘેટાં, બકરાં સુવર અને ઊંટની સાથેસાથ ગધેડાં પણ પાળવામાં આવતાં. સુખી લોકોની પાસે આવા પાલતું પ્રાણીઓની સંખ્યા હજાર અને લાખ સુધીની રહેતી. અથર્વવેદ અનુસાર એ સમયે ગધેડાં સૌથી વધુ બોજો ઊંચકનાર પશુ તરીકે જાણીતાં હતાં. એ યુગમાં ગધેડું આજની જેમ અપવિત્ર પશુ નહોતું ગણાતું. બ્રાહ્મણો પણ ગધેડાંને પ્રેમથી પાળતાં. યજમાન તરફથી મળતા ગધેડાંનું દાન પણ સહર્ષ સ્વીકરતાં. વેદકાળના ઉચ્ચ કોટિના આચાર્યો પોતાના નામ 'ગર્દભીમુખ' અને 'ગર્દભીવિપીત' રાખતાં. વેદકાળમાં ખચ્ચર અને ગધેડાંનો ઉપયોગ ગાડે અને રથે જોડવામાં પણ થતો.

## વિવિધ નામે ઓળખાતું ગધેડું :

સાહિત્યમાં ગધેડું વિવિધ નામે ઓળખાયું છે. 'અમરકોશ' માં ગધેડાના પાંચ નામ મળેલ છેઃ ૧. ચક્રીવંત, ૨. બાલેય ૩.રાસભ ૪.ગર્દભ ૫. ખર. કાશી નાગરી પ્રચારિણી સભા દ્વારા પ્રકાશિત હિંદી 'શબ્દ સાગર' માં ગધેડા માટે ગદહા, ગધા, ખર, ચક્રીવાન, બાલેય, રાસભ, શંકકર્ણ, ઘૂઘર, ભારગ, વેશવ, શીતલા વાહન અને બૈશાખનંદન જેવા શબ્દો મળે છે. જ્યારે "રાજસ્થાનની શબદ કોષ" માં અંબાપોહણ, કરણલંબ, ખુરપ, ખુરદમ, ચક્રિવા, ચિરમેહી, ભારવહણ, ભૂંકણ, રાસિવિ, રોડીરાવ, લંબકરણ, લાદણભાર, સંકૂરણ, સંખસબદી, સીતળપુહણ જેવાં નામો ગધેડાં માટે વપરાયેલાં છે, આ ઉપરાંત ખોતા, ખોતળા, ગધેડો, ગાધિયો, ગધેડિયો જેવાં નામો પણ મળી આવે છે એમ શ્રી ગોવિંદ અગ્રવાલ નોંધે છે.

## રામાયણકાળ : ગધેડાની જાહોજલાલીનો યુગ :

માર્કણ્ડેયપુરાણના ૭૮મા અધ્યાયમાં ગધેડાની ઉત્પત્તિ બ્રહ્માજીના પગમાંથી થઈ હોવાનું બતાવ્યું છે. વાલ્મિકી રામાયણમાં ગધેડાં અને ગધેડાંના રથના અસંખ્ય ઉલ્લેખો મળે છે, જેની નોંધ શ્રી ગોવિંદ અગ્રવાલે આપી છે :

(૧) સીતાનું હરણ કરવાના પ્રસંગે રાવણ જ્યારે મારૂચી પાસે ગયો ત્યારે તે ગધેડાંના રથ (યાન) માં બેસીને ગયો હતો. આ ગધેડાના મોં પિશાચના જેવાં હતાં અને એને સોનાનાં આભૂષણોથી શણગારવામાં આવ્યાં હતાં.

(૨) મારૂચિ ને સમજાવ્યા બાદ રાવણે કહ્યું : "તમે પિશાચો જેવા ભયાનક મોંવાળા ગધેડાં જોડેલા, રત્ન જડિત રથ પર સ્વાર થઈને મારી સાથે ચાલો"

(૩) હનુમાનજી જ્યારે સીતાની શોધ કરવા માટે લંકામાં ગયા તો ત્યાં તેમણે ગધેડાં જેવા કાનવાળી અને ગધેડાં જેવાં ભયંકર મોંવાળી રાક્ષસીઓને જોઈ હતી. ત્રિજટાએ સ્વપ્નમાં રાવણને ગધેડાંના રથ પર જતો અને ગધેડા પરથી નીચે પડતો જોયો હતો.

(૪) હનુમાનજીએ લંકામાં જઈને પ્રમદાવન અને ચૈત્ય પ્રાસાદનો નાશ કર્યો એટલે રાવણે હનુમાનને પકડી લાવવા માટે જમ્બુમાલીને મોકલ્યો ત્યારે તે ગધેડાં જોડેલા રથમાં બેસીને ગયો હતો.

(૫) રામ અને રાવણના યુદ્ધ પ્રસંગે ગધેડાંના રથનો ભરપેટ ઉપયોગ કરવામાં આવ્યો હતો. જ્યારે રાક્ષસ સેનાપતિ ધુમ્રાક્ષે યુદ્ધ માટે પ્રસ્થાન કર્યું. ત્યારે એની સાથે યુદ્ધમાં જનારા રાક્ષસો વિવિધ પ્રકારના મોંવાળાં ગધેડાં પર સવાર થયા હતા. સોનાના ઘરેણાં પહેરાવેલા ગધેડાં ધૂમ્રાક્ષના રથે જોડેલાં હતાં જેમના મોં બકરી અને સિંહ જેવા હતાં. ધૂમ્રાક્ષ પોતે પણ ગધેડાની જેમ ભૂકંતો હતો.

(૬) ધૂમ્રાક્ષના મૃત્યુ પછી જ્યારે વજ્રદંષ્ટ્ર સેના લઈને યુદ્ધ કરવા ગયો ત્યારે એની સાથે અન્ય સવારીઓની સાથે ગધેડાં પણ હતાં. એ જ રીતે કુંભકર્ણ યુદ્ધઅર્થે ગયો, ત્યારે એની સાથે પણ ઘણાં ગધેડાં હતાં. રાવણનો મોટો પુત્ર મેઘનાદ પણ શ્રેષ્ઠ ગધેડાં જોડેલાં રથમાં બેસીને યુદ્ધભૂમિમાં ગયો હતો. એનો આ રથ વાયુ જેવો વેગવાન અને ઈન્દ્રના રથ જેવો લાગતો હતો. એની સાથે જનારા અનેક રાક્ષસો ગધેડાં પર સવાર થયાં હતાં.

(૭) રાવણની પાસે બ્રહ્માજી દ્વારા અપાયેલી શક્તિ, કવચ, ધનુષ તથા બાણ ઉપરાંત મેઘગર્જના સમાન અવાજ કરનાર રથ પણ હતો. આ રથે સહસ્ત્ર ગધેડાં જોડવામાં આવતા.

(૮) વાલ્મિકી રામાયણ અનુસાર યુદ્ધમાં જતી વખતે રાવણની પાસે ૬૦ કોટિ ઘોડા અને એટલાં જ ઊંટ તથા ગધેડાં હતાં. રાવણનાં ગધેડાંરથને નાની નાની ઘંટડીઓ લાગેલી હતી. એનો રથ રત્નો, આભૂષણોથી સુશોભિત હતો. રથ ચાલતો ત્યારે પૈંડા ઝણઝણ ઝણઝણ મધુર અવાજ કરતાં. ગધેડાંના રથો ધજા, પતાકા અને સુવર્ણમંડિત જાળીઓથી સુશોભિત રહેતા.

## મહાભારતના સમયમાં પણ :

રામાયણની જેમ મહાભારતના સમયમાં ઘોડા, હાથી, ગાય અને ઊંટની જેમ ગધેડાં પણ ઘણી મોટી સંખ્યામાં જોવા મળતાં. તે વખતે ગધેડાં મહત્વનાં ઉપયોગી પશુ ગણાતાં.રાજા-મહારાજાઓ હાથી, ઘોડાની સાથેસાથ ખચ્ચર અને ગધેડાં પાળતાં.



(૧) મહારાજા યુધિષ્ઠિરને આપવા માટે રાજાએ જે ભેટો લાવેલા તેમાં સુંદર મજાની વસ્તુઓની સાથે અનેક રંગના દસ હજાર ગધેડાં પણ હતાં. જેની ડોક કાળી અને શરીર તગડાં જેવાં હતાં. આ ગધેડાં તાલીમ પામેલાં અને દેશભરમાં જાણીતાં હતાં.

(૨) ગધેડાંરથનું ચલણ મહાભારતના સમયમાં પણ હતું. દુર્યોધને પોતાના મંત્રી પુરોચનને ગધેડાંના રથમાં બેસીને બારાણવત નગર જવાની આજ્ઞા આપી હતી. એણે એ આજ્ઞા માથે ચડાવી હતી.

## મોગલ સમયમાં ગધેડાં :

મોગલ સમયમાં પણ ખચ્ચર ગધેડાં પોતાનું મહત્વ ટકાવી રહ્યાં હતાં. બાદશાહ અકબરના લશ્કરમાં ખચ્ચરો ઉપરાંત ગધેડાં પણ હતાં. ફક્ત ઝૂલને બાદ કરતાં ગધેડાંના શણગાર ખચ્ચરના જેવો જ રહેતો. પ્રત્યેક ગધેડાંને રોજ ૩ શેર દાણાં અને એક દામકી ઘાસ અપાતું.

## રાજકુટુંબોમાં ગધેડાં પરથી નામો પડતાં :

ગધેડું તો આજે બાપડું, બિચારું અને અક્કલ વગરનું પ્રાણી ગણાય છે; પણ જૂના જમાનામાં ગધેડા પરથી નામો પાડવાની પરંપરા રાજકુટુંબોમાં પણ પ્રચલિત હતી. આવાં નામો રાખવાં એ ગૌરવ ગણાતું. લંકાપતિ રાવણના એક પિતરાઈ ભાઈનું નામ 'ખર' તો સુપ્રસિધ્ધ છે. 'ખરમુખ' નામે અન્ય રાક્ષસનું નામ પણ મળે છે. જેને કૈકેય દેશમાં ભરતજીએ માર્યો હતો. શ્રી ગોવિંદજી અગ્રવાલ નોંધે છે કે રાજશેખરસૂરિ કૃત 'પ્રબંધકોશ' માં 'ખરમુખ' નો ઉલ્લેખ થયો છે. પ્રાચીન શિલાલેખોમાં વલભીના શાસક 'ખરગ્રહ પહેલો' અને 'અરગ્રહ બીજો' ના નામો મળે છે. સમુદ્રગુપ્તના પ્રયાગ સ્તંભના લેખ પરથી 'ખરપરિક' નામની પ્રાચીન જાતિનો ઉલ્લેખ મળે છે. સ્કંદની સહચરીના માતૃકાના રૂપે ખરકર્ણી, ખરજંઘા અને 'ખરી' એવાં નામ મળેલ છે.

ગર્દભીમુખ, કશ્યપકુળના ગોત્રકાર છે. ગર્દભીવિપિત ગૌતમ કુળના ઋષિ છે. ગર્દભિ વિશ્વામિત્રના પુત્રનું નામ છે. ગર્દભિમુખ, શાંડિલ્યાયન એક આર્ચાય થઈ ગયા છે. પ્રાચીન માર્ગોમાં પણ ખરમાર્ગની ગણના થઈ છે. આ રીતે ગધેડું - ખરની સાથે અનેક નામો કોઈને કોઈ સ્વરૂપે જોડાયેલા જોવાં મળે છે. ઉ.ત. ખરનાસ, ખરદંડ, ખરધાર, ખરપત, ખરબૂજા, ખરમંજરી, ખરમિટાવ, ખરશીલા, કરપતવાર, ખરમસ્તી, ગોરખર વગેરે.

## ગધૈયાનાં સિક્કાઃ

શ્રી ગોવિંદ અગ્રવાલ નોંધે છે કે સાસાનિયન રાજા બહરામ પાંચમાને ગધેડાંના શિકારનો ભારે શોખ હતો. આથી એનું નામ બહરામપુર અથવા ગર્દભ શિકારી બહરામ પડ્યું હતું. એણે ગધેડાંનો શિકાર કરતાં પોતાનાં સિક્કા ચલણમાં મૂક્યા. આ સિક્કા એના વંશજો પણ ચલાવતા રહ્યા. પાછળથી જ્યારે હૂણોએ તેમને હરાવ્યા ત્યારે સાસાનિયન સિકાની નકલ કરીને પોતાના સિકા ચલાવ્યા જે ગર્દભીય, ગદ્દહીય, ગાધીય, ગાધૈય અને ગાધૈયા નામથી જાણેતા થયા. હૂણો પછી પણ આ સિક્કા લાંબા સમય સુધી ચાલતા રહ્યા. રાજસ્થાનમાંથી પણ આવા સિક્કા મળી આવ્યા છે. એના અંગેની દંતકથા એવી મળે છે કે, ઉજ્જૈનના રાજા ગર્દ્ધભિલ્લે આ સિક્કાઓ ચલાવ્યા હતા.

## ગધેડાંની જાહોજલાલીનો આથમતો યુગઃ

ગધેડાંઓની જાહોજલાલીનો યુગ આજે તો આથમી ગયો છે. ગામડા ગામમાં કુંભાર, રાવળ અને માલધારી 'રબારી' ભરવાડ ગધેડાં રાખે છે. કુંભાર ગધેડાં પર છાલકાં નાખીને સીમાડે ગોરમટી લેવા જાય છે. ત્યારે એ ગામમાં ગધેડે નથી બેસતો, પણ ગામનું પાદર વટ્યા પછે ટપ લઈને ગધેડે બેસીને માટીખાણે જાય છે. આથી ગમ્મતમાં ગધેડાને 'પ્રજાપતિનો ઘોડો' પણ કહેવાય છે. ઘણીવાર નિભાડો પકવ્યા પછી તૈયાર વાસણો ગધેડાંની પીઠ પર લાદીને ગામ-પરગામ વેચવા જાય છે. ભગવી ચીંદરીવાળા રાવળ લોકો ગધેડાં પર ભૂતડો, ખડી અને ખારો વેચવા એક ગામથી બીજે ગામ જાય છે.

આજે ગામડાંમાં પાકાં મહાનો થતાં ધોળવા માટે કળીચૂનો અને કપડાં ધોવા માટે ડિટરજન્ટ સાબુની ગોટી વાપરતાં થઈ ગયાં છે એટલે રાવળોને ગધેડાં પર ખડી ને ખારો વેચવા જતાં જોવા એ દ્રશ્યો દુર્લભ થઈ ગયાં છે.

ગધેડાંનો બીજો ઉપયોગ રબારી અને ભરવાડ કરે છે. માલધારીઓને પોતાનાં જાનવરો માટે ઘાસચારાની શોધમાં ઠેરઠેર ભટકવું પડે છે એ વખતે તેમની ઊંટના 'લગરાં' અને ચાર - પાંચ ગધેડાં હોય છે. ગધેડાં માલ-સામાન લઈ જવામાં ઠીક કામમાં આવે છે. ક્યારેક ગધેડાં પર છલકાં કે નાની જાકડી નાખી ઉપર ખાટલી મૂકી નાનાં છોકરાંને કે ઘેટાં-બકરાનાં નાનાં નાનાં બચડાને બેસાડીને મુસાફરી કરતા હોય છે.

ગામડાંમાંથી આવીને શહેરોમાં વસ્યા તે વણઝારાઓ પાસે સારી જાતનાં ગધેડાં જોવા મળે છે. વરસો પહેલા અમદાવાદના નવરંગપુરા વિસ્તારમાં વણઝારાઓની આખી વસાહત હતી. એમનો ધંધો ગધેડાં પર રેતી અને ઈંટો વહેંચવાનો હતો.

### જિબ્રાનું જાતીભાઈ:

ગધેડું ઘોડા અને જિબ્રાનું જાતભાઈ ગણાય છે. ઘોડા અને ગધેડાંનાં સંમિશ્રણથી જે ઓલાદ પેદા થઈ તે ટટ્ટુ કે ખચ્ચર નામે ઓળખાય છે. આવા ખચ્ચરો ગધેડાં કરતાં થોડાં મોટાં હોય છે અને પર્વતીય પ્રદેશોમાં ભાર વાહેવામાં વધુ ખપમાં લાગે છે. ગધેડું બહુ ઓછી જરૂરીયાતવાળું પશુ છે. અને ઘોડાની જેમ ખવરાવવું કે નવરાવવું પડતું નથી. છૂટું મૂકો એટલે ઉકરડા ભંભોડી પેટ ભરીને ઘેર પાછું આવી જાય છે. ગધેડી દર વર્ષે એક કે બે બચ્ચાંને જન્મ આપે છે. ગાયનું બચ્ચું વાછડું, ભેંસનું પાડું, કૂતરીનું કુરકુરિયું, હાથીનું મદૈયું, ચકલીનું પોટું, ઊંટનું બોતડું કહેવાય છે તેમ ગધેડાનું બચ્ચું ખોલકું કહેવાય છે.

### કચ્છનાં જંગલી ગધેડાં :

ગુજરાતમાં બે પ્રકારનાં ગધેડાં જોવા મળે છે. એક પાલતું અને બીજા જંગલી. જંગલી ગધેડાંની વસાહત કચ્છના રણમાં જોવા મળે છે. શ્રી રામસિંહજી રાઠોડ નોંધે છે કે, 'આ વન્ય પશુને રણકાંઠાના લોકો 'ઘુડખર' તરીકે ઓળખે છે. એ નામ પણ ઉચિત છે. ઘોડાની કેટલીક ખાસિયત ધરાવતા આ જાનવરના અમુક અંગ ખરને મળતાં હોઈ એને 'ઘુડખર' ના નામે ઓળખવું સ્વાભિક અને વ્યાજબી છે. ઘુડખર એ ઘોડાના વર્ગનું રાની અવસ્થામાં રહેતું એક જંગલી જનાવર છે, એને અંગ્રેજીમાં 'ઈન્ડિયન વાઈલ્ડ એસ' કહે છે. આમ કચ્છના રણની લાંબી કઠારે જુદે જુદે સ્થળે ક્યાંક એને જંગલી ગધેડાં કે ખચ્ચર કહે છે તો ક્યાંક એ ખસર, ખર કે ઘુડખર નામે ઓળખાય છે. જૂના વખતમાં કચ્છ, સિંધ, સૌરાષ્ટ્ર, રાજસ્થાન અને ઉત્તર ભારતમાં અસ્તિત્વ ધરાવતા જંગલી ગધેડાંઓ સુરેન્દ્રનગર જિલ્લાના ખોડ, ટીકર તથા તેની આજુબાજુના વિસ્તારમાં પણ સંખ્યાબંધ જોવામાં આવતાં. નળ સરોવર અને અમદાવાદની નૈઋત્ય દિશાના ભાગોમાં પણ દ્રષ્ટિગોચર થતાં હતાં. તે પછી નામશેષ થયેલાં ઘુડખર આજે ફક્ત કચ્છના નાના રણમાં અને સુરેન્દ્રનગર પાટડી વિસ્તારમાં જ જોવા મળે છે.

ઘુડખર પ્રાણી ખરેખર આપણા ઘર આંગણાના ગધેડાંના કુળનું પ્રાણી નથી; પરંતુ એક વિશેષ પ્રકારનું પ્રાણી છે. જંગલી ગધેડાંની વસ્તી હવે ફક્ત કચ્છના રણમાં રહેવા પામી છે; બીજેથી તેનો નાશ થયો છે. આ વિશેષ પરિસ્થિતિને ખ્યાલમાં તેને રક્ષિત પ્રાણી તરીકે જાહેર કરી તેના રહેઠાણના વિસ્તારને પણ અભ્યારણ્ય તરીકે જાહેર કરેલ છે.જંગલી ખર સામાન્ય ગધેડાં કરતા વધારે ઊંચું, વધારે સુદ્રઢ બાંધાવાળું, સોહામણું પ્રાણી છે. ખૂબ જ મજબૂત અને તાકાતવાળું છે અને રણમાં તે લાંબા સમય સુધી એક જ ઝડપથી દોડી શકે છે. તેને પકડવું મુશ્કેલ છે. તેની ઊંચાઈ લગભગ ૧૨૦ સેન્ટીમીટર અને લંબાઈ ૨૧૦ સેન્ટીમીટર હોય છે. જંગલી નરખરનું સરેરાશ વજન ૨૩૦ કિલો અને માંદાનું વજન ૨૦૦ કિલો હોય છે. સફેદ ચમકતા શરીર ઉપર મટીયાળા રંગના ધાબા. ગરદનથી પૂંછડા સુધી જતો કાળો કે કિરમજી વાળનો પટ્ટો તેને શોભો આપે છે. આ પટ્ટા ખભા આગળ બે પાંખિયામાં વહેંચાઈ જાય છે અને બંને બાજુ ઊતરે છે. રણમાં રનદરિયા કે બેટની આસપાસ આ ખરનો વસવાટ છે. એકલ કે ટોળામાં આ ખર ફરતાં જોવામાં આવે છે. દિવસના તાપમાં બાવળની છાંયડીમાં છુપાઈ આશ્રય લે છે.

તેનો મુખ્ય ખોરાક ટૂંકુ ઘાસ અને બાવળનાં પરડાં વગેરે છે. આ ખરનો સંવનનકાળ ઓગષ્ટથી ઓક્ટોબર સુધી ચાલે છે ગર્ભધાન સમય આશરે ૧૧ માસનો છે અને જુલાઈ, સપ્ટેમ્બર સુધીમાં બચ્ચાંને જન્મ આપે છે. માદા દર પ્રસવે ફક્ત એક જ બચ્ચું આપે છે, જે ટૂંકા સમયમાં તેના મા-બાપ સાથે દોડતું થઈ જાય છે.

શ્રી બિપીનચંદ્ર ત્રિવેદી નોંધે છે કે પાતળા પગ, ગોળાકાર કપાળ અને સપ્રમાણ શરીરવાળું ઘુડખર જમીનવંતુ, ચપળ, જિજ્ઞાસુ અને શાંત છે, છતાં ખુલ્લા રણમાં રહેવાથી જંગલી બની ગયું છે. ઘુડખરને આપણે ભલે 'જંગલી ગધેડા' તરીકે ઓળખતા હોઈએ, પરંતુ તેની જાત ગધેડાં કરતા ઘોડાને વધુ મળતી આવે છે. સ્વ. ઈ. પી. ગી. નામના પ્રખ્યાત પ્રકૃતિવિશારદે જ્યારે ઘુડખરનો ફોટો લેવા પ્રયત્ન કર્યો હતો ત્યારે તેમને તસ્વીર લેવામાં કોઈ તકલીફ પડી નહી - 'તેમને મન એ માત્ર ગધેડું જ હતું, નહીં કે જંગલી ગધેડું...'

### અશ્વોની ઓલાદ માટે ગધેડાંનો ઉપયોગ :

સૌરાષ્ટ્રના અશ્વો અને તેમાંય કાઠી ઘોડા તેમની ઉચ્ચ ઓલાદ માટે ઘણાં જાણીતા છે. જે દેખાવે અને રંગે ઘુડખરને મળતા આવે છે. આ અંગે ગઈ સદીના વિખ્યાત ગેઝેટિયર (કાઠિયાવાડ સર્વસંગ્રહ)માં એક સરસ ઉલ્લેખ એ મળે છે કે ઘણા સમય પહેલાં અહીં ઘોડીઓ પ્રત્યે આ ઘુડખરને આકર્ષીને અશ્વોની મજબુત ઓલાદ મેળવવામાં આવતી હોય તેવું અનુમાન કરવામાં આવેલું છે. સિંદબાદ નામના પ્રાચીન પ્રવાસીએ પણ આવા જ એક કિસ્સાનો ઉલ્લેખ કરેલો છે. 'ગેઝેટિયર'માં અનુમાનની પુષ્ટિમાં એક ઘટના એ નોંધેલી છે કે જ્યારે ૧૮૬૯માં રાજકોટમાં કર્નલ કર્ટિજે અશ્વપ્રદર્શન યોજેલું ત્યારે એમાં જે કાઠી ઘોડાને ઈનામ મળેલું તે રંગે ને દેખાવે આવા ઘુડખર જેવો ને જેવડો જ હતો.

રણના આ રાજકુમારો પોતાના ખોરાકમાં ખાસ મુશ્કેલી અનુભવતા નથી. ક્ષારવાળી જમીનમાં થતી વનસ્પતિ, રણકાંઠે મળતાં ઘાસ અને લીલા છોડવા પર નભતાં ઘુડખરો શિયાળા અને ઉનાળામાં બેટ પરનું ઘાસ ચરે છે અને ઘુડખર માદા ત્યાં જ બચ્ચાં ને જન્મ આપે છે. ચોમાસું પુરૂં થયે વળી તેઓ મૂળ જગ્યાએ પાછાં આવી જાય છે.

વર્ષાઋતુમાં રણબેટોમાં અને અન્ય સમયમાગાળામાં રણના કિનારે આવેલાં ખેતરો પર પોતાની દ્રષ્ટિ દોડાવતાં ઘુડખરને હાંકવામાં આવતા પોતાનાં રહેઠાણ તરફ દોટ મુકે છે. અપવાદરૂપે કોઈ કિસ્સામાં વરુને બાદ કરતાં ઘુડખરને કોઈ ભય હોતો નથી.

### મર્દાનગીનું પારખું કરાવતાં ઘુડખર :

આ જંગલી ગધેડાંની દોડવાની ગતિનો અંદાજ કલાકે ૩૦ થી ૪૦ માઈલનો ગણાય છે, જ્યારે પ્રેટરના મંતવ્ય પ્રમાણે તે ૩૦ થી ૩૨ માઈલનો છે. મોટરકારની સામાન્ય ગતિથી રણમાં જંગલી ગધેડાંની ગતિ વધારે હોવાથી તેમને પકડવા ઘોડેસવારો પાછળ પડતા; તો પણ તેમને પકડવા મુશ્કેલ હોવાથી ભૂતકાળમાં કચ્છમાં જંગલી ગધેડાને દોડીને પકડવાની શરતો લગાવવામાં આવતી અને આ રીતે કચ્છી પુરુષની મર્દાનગીનું પારખું થતું.

### મેંકણદાદાનો લાલિયો :

ગધેડાને 'બુધ્ધિનો બારદાન' અને 'અક્કલનો ઓથમીર' ગણીને એનામાંથી સમજણનો એકડો કાઢી નાખ્યો છે, પણ માણસની જેમ ગધેડાં ય બુધ્ધિશાળી હોવાથી સાબિતી મેંકણદાદાનો લાલિયો ગધેડો આપણને આપી ગયો છે. મેં કરણદાદા એ કચ્છના ધ્રંગ ગામમાં પરોપકારી સંત થઈ ગયા. એ સંતની પાસે એક ધર્મપ્રેમી કુંભાર નિત આવે, મોટી ઉમર થઈ પણ એને સંતાન ન મળે. દાદાના આશીર્વાદથી એને ઘર પારણું બંધાયું. કુંભાર દાદાને ધન આપવા ગયો ત્યારે દાદા કહે : 'મને ધનની જરૂર નથી. તારો લાલિયો ગધેડો આપ, કુંભારે પોતને ખૂબ વહાલો એવો ગધેડો મેંકરણદાદાને આપી દીધો.'શ્રી દુલેરાય કારાણીએ એની સરસ કથા નોંધી છે. કચ્છ અને સિંધની મધ્યમાં ખાવડાથી લોડાઈના રસ્તા વચ્ચે ગાઉનો રણનો રસ્તો આવે છે.

## વન્યસૃષ્ટિ અને સંસ્કૃતિ



ઉનાળાની ઋતુમાં આ રણો એવાં ધખતાં હોય છે કે રણને રસ્તે આવતા મુસાફર પાસે પાણી ન હોય કે ભૂલો પડે તે તડકો તપી જાય તો તે મુસાફર ભાગ્યે જ રણમાંથી જીવતો બહાર નીકળી શકે. અનેક મુસાફરો પાણી વગર તફડી મરી જતા.

એ વખતે મેંકરણદાદાની પ્રેરણા થી લાલિયા ગધેડે અને મોતિયા કૂતરે જનસેવાનું કાર્ય ઉપાડી લીધું. લાલિયાની પીઠ ઉપર રાખેલા છલકામાં ઠંડા પાણીનું માટલું અને રોટલા મૂકવામાં આવતા. પછી બંને મિત્રો રણમાં ઝુકાવી દેતા. રણમાં તરસે તરફડતા માણસોને મોતિયો શોધી કાઢતો ને લાલિયાને તે તરફ દોરી જતો. આમ મરવા પડેલા મુસાફરોને મૂંગા જાનવર જીવતદાન આપતા. આથી સંત મેંકરણદાદા એમનાં વખાણ કરતાં થાકતા નહોતા. એ કહેતાઃ

'લાલિયો મુંજો લખણવંતો ભાએં જેડો ભા ઘણા મૂછારા ગોરે ફગાઈયાં, મેંકણએ લાલિયો જે પુચ્છ મથા.'

(મારો લાલિયો (ગધેડો) મહા લક્ષણવંતો છે. એ ભાઈઓ જેવો જ ભાઈ છે. મેંકણ કહે છે કે ઘણા મૂછાળા મર્દોની પૂંછડી પરથી ઓવારીને નાખી દઉં એવો એ ઉત્તમ છે.) જ્યારે દાદા મેંકણે સમાધિ લેવાની તૈયારી કરી ત્યારે આ બંનેએ પોતાના માથાં દાદાના ખભા પર ઢાળી દીધાં. દાદા સાથે સમાધિ લેવા ઉત્સુક બનીને અનુજ્ઞા માંગી રહ્યા હતાં. છેવટે દાદાની સાથે આ બંને મૂંગા જાનવરોએ સમાધિ લીધી. આજે ય લાલિયા અને મોતિયાની સમાધિવાળી જગ્યા ધ્રંગના પાદરમાં હયાત છે.

### ગર્દભવિદ્યા, શિલ્પો અને પાળિયા :

ગર્દભભિલ્લ અને ગર્દભી વિદ્યાનો ઉલ્લેખ 'પ્રબંધ કોશ'માં મળે છે. ગધેડાનો સીધો ઉલ્લેખ પણ પ્રાચીન શિલાલેખોમાંથી પ્રાપ્ત થાય છે. પોરબંદરમાં ગધેડાનો પાળિયો જોવા મળે છે. એવો જ એક બીજો પાળિયો ભુજના સંગ્રહસ્થાનમાં છે. સૌરાષ્ટ્રમાં કોઈ કોઈ જગ્યાએ વાવમાં ગધેડા સાથેના માનવીના અકુદરતી વ્યવહારના પાળિયા પણ પ્રાપ્ત થાય છે. દુભાયેલા સલાટોની આ 'ગધેડા ગાળ' ગણાય છે. મહેસાણા જિલ્લાના ખેરાળુ તાલુકાના કોઠાસણા ગામે ગધેડાનો પાળિયો જોવા મળે છે. એને 'ગધાગાળ' પણ કહે છે. એમ કહેવાય છે કે માથાભારે માણસોના ત્રાસથી જેઓ ગામ છોડીને જાય તેઓ આવો પાળિયો મૂકે છે. એનો અર્થ એવો થાય છે કે હવે જે આ ગામમાં ફરી પગ મૂકે તેનો બાપ ગધેડો. આ પણ 'ગધેડાગાળ' જ ગણાય છે. માતા શીતળાનું વાહન ગધેડું ગણાય છે. આથી ગધેડા પરની શીતળાની મૂર્તિઓ ગુજરાતમાં ઠેર ઠેર જોવા મળે છે.

### લોકવૈદામાં ગધેડું :

આપણા લોકવૈદો પણ ગુણકારી ગધેડાને ભૂલ્યા નથી. સંસ્કૃતમાં તો ગધેડાનો પર્યાય જ રોગહરનાર અથવા ચિકિત્સક એવો થાય છે. દેશી વૈદકમાં વપરાતી વનસ્પતિને 'હિંદી શબ્દસાગર'માં 'ગદહપુરાના' નામે ઓળખાવી શકાય છે. 'શાલિગ્રામ નિઘંટુ'માં ચિકિત્સાના કામમાં આવતા આઠ પ્રકારના દૂધનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. જેમાં એક દૂધ ગધેડીનું પણ ગણાવાયું છે. ગધેડીનું દૂધ મધુર, મળદાયક, રુક્ષ, અમ્લ, દીપન, બુદ્ધિને મંદ કરનાર, પથ્ય, રુચિકારક, ખારાશવાળું, કફ, વાત અને તથા બાળકોની ખાસીને હરનારું કહેવાયુ છે.

એમ કહેવાય છે કે ગધેડીના દૂધમાં શીતળાને મટાડવાનો ગુણ રહેલો છે. ગધેડીનું દૂધ દરરોજ માલિશ કરવાથી શીતળાના ડાઘા તથા ખાડા મટે છે. ગધેડીનું દહીં રુક્ષ, ગરમ, હલકું, દીપન, પાચન, મધુર, અમ્લ, રુચિકર અને વાતદોષને દૂર કરનાર, એની ચાસ મધુર, દીપન, રુક્ષ, ખાટી, ગરમ અને વાતનાશક મનાય છે. ગધેડીનું માખણ બળકારક, ગરમ, દીપન, કફ, વાત અને મૂત્રદોષનો નાશ કરનારૂં, એનું ઘી બળકારી, બુધ્ધિદાયક, વમનકારક, અગ્નિપ્રદીપક, ઉષ્ણવીર્ય, લઘુપાકી, ગ્લાનિકારક તથા મૂત્રવિકાર અને કફનાશક ગણાય છે.ગધેડીનું મૂત્ર ચરપરું ગરમ, ખારું, તીક્ષ્ણ, કફનાશક, મહાવાત, ધ્રુજારી, ઉન્માદ વગેરે દૂર કરે છે. ગધેડીના મૂત્ર કરતાં ગધેડાનું મૂત્ર ઉત્તમ ગણાય છે. શ્રી ગોવિંદ અગ્રવાલ નોંધે છે કે ગધેડાનું મૂત્ર જાડું અને સફેદ હોય છે. એકવાર એક ભૂખ્યો આદમી એને છાસ માનીને ભૂલમાં પી ગયો હતો. ગધેડાનું દૂધ, મૂત્ર અને લાદમાં ઔષધીય ગુણો હોવાથી દેશી વૈદકમાં એનો ઉપયોગ આજદીન સુધી થતો આવ્યો છે. બાળકને શીતળા નમાવ્યા પછી ગધેડાના પૂંછડાના વાળની ધુમાડી આપવી લાભદાયી મનાય છે. કોઈવાર નસ્કોરી ફૂટે અને નાકમાંથી લોહી વહેવા માંડે ત્યારે ગધેડાના તાજા લીંડા નિચોવીને એનો રસ નાકમાં નાખવાથી લોહી નીકળતું બંધ થઈ જાય છે.

### ગધેડા સાથે અનેક પ્રકારની રસપ્રદ હકીકતો :

ગધેડા સાથે અનેક પ્રકારની રસપ્રદ હકીકતો સંકળાયેલી છે.

(૧) શ્રી સુબોધકુમાર અગ્રવાલ લખે છે કે રાજસ્થાનમાં કેટલાંક કુટુંબોમાં લગ્નપ્રસંગે વરરાજા ઘોડે ચડતા પહેલા ગધેડાની પૂજા, કરી ઓઢણી ઓઢાડી એના પગે પડે છે.

(૨) શ્રી ગોવિંદ અગ્રવાલ નોંધે છે કે હોળીના દિવસોમાં જુવાનિયા ગધેડા પર સવારી કરી મૉજ માણે છે.

(૩) ગધેડું પોતાનો થાક ઉતારવા માટે અને પ્રસન્નતા પ્રગટ કરવા માટે જમીન પર આળોટે છે. રાજસ્થાનમાં લોકમાન્યતા જાણીતી છે કે ગધેડું આળોટ્યું હોય તે જગામાં પગ પડવાથી મનુષ્ય થાકી જાય છે. એના પગમાં પીડા થવા માંડે છે.

(૪)જમ્યા પછી ઊથળવા - કૂદવાથી ખાધેલું બધું ગધેડાના પેટમાં જતું રહે છે એવી તથ્ય વગરની લોકવાયકા પણ પ્રચલિત છે.

(૫) એમ કહેવાય છે કે રાવણના માથા પર ગધેડીનો નિવાસ હતો. આથી રાવણની મૂર્તિમાં ને ચિત્રોમાં રાવણના મુખૌટા પર ગધેડાનું માથું બનાવવામાં આવે છે.

(૬) ઊંટ લંગડું થઈ જાય તો ગધેડાને ડામ દેવાનો ઉલ્લેખ ઢોલામારોની રાજસ્થાની કથામાં સાંપડે છે.

(૭) જૂના જમાનામાં ગુનેગારને કે ખોટું કામ કરનારને માથે ટકોમુંડો કરી, ખડી ચોપડી અવળે ગધેડે બેસાડી ગામમાં ફેરવીને, કાઢી મૂકવાના પ્રસંગો પણ લોકકથાઓમાંથી જાણવા મળે છે.આજે પણ 'ગધેડે બેસાડવાની' કહેવત જાણીતી છે.

(૮) બેબિલોનમાં સિકંદર ગુજરી ગયો હતો. એના અવસાનને ૬ વર્ષ થયા પછી સિકંદરની માતા ઓલંપિયમને વહેમ પડ્યો કે પોતાના દિકરાને શિલાના રસમાંથી તૈયાર કરવામાં આવેલું ઝેર અપાયું હતું. આ ઝેર કોઈ ધાતુના પાત્રમાં રહી શકતું ન હતું એટલે ગધેડાના ચામડાના બટવામાં રાખવામાં આવ્યું હતું.

(૯) આપને જાણીને નવાઈ લાગશે કે જૂના કાળે મહારાણીઓ અને હોલીવુડની ફિલ્મ અભિનેત્રીઓ પોતાની સુંદરતા વધારવા માટે ગધેડીના દૂધથી સ્નાન કરતી. આ માટે ઉત્તર આફ્રિકા અને દક્ષિણ અમેરિકામાંથી ગધેડીના દૂધના ડબા મોકલવામાં આવતા. એમ કહેવાય છે કે આ દૂધમાં કેટલાંક ખાસ ઔષધો નાખીને અઠવાડીયે એકવાર સ્નાન કરવાથી શરીરની ચામડી નરમ, સુંવાળી અને સુંદર બને છે. (ગધેડીના દૂધથી એકવાર નહાવાનો ખર્ચ ૫૦૦ રૂપિયા જેટલો થાય છે) તેથી પ્રાચીનકાળમાં મિસ્ત્ર દેશની રાજકુમારીઓ ગધેડીના દૂધથી સ્નાન કરતી.

(૧૦) નાના છોકરાની મા પોતાના બાળકને માતાજી (શીતળા)ના ગધેડા પણ કહે છે.

(૧૧) ગધેડાનું બીજું નામ વૈશાખનંદન છે. કેટલાક લોકો આખો વૈશાખ મહિનો ગધેડાની પૂજા કરે છે.



શુકનશાસ્ત્રમાં ગધેડું :

પ્રાચીન ઋષિમુનિઓએ શુકનશાસ્ત્રની રચના કરી શુભ-અશુભ શુકનો દર્શાવ્યા છે. તેમાં ગધેડાંનાં શુકનની પણ સરપ્રદ વાતો શુકનવિજ્ઞાનમાં શ્રી હિરાલાલ દુગ્ગડે વર્ણવી છે. જે મુજબ મુસાફરી કરતી વખતે જો ગધેડું ડાબી તરફ અને ગામમાં પ્રવેશ કરતી વખતે જમણી તરફ સામે મળે તો તે સુખકારી બને છે. બહારગામ જતી વખતે ગધેડું પીઠ ભૂંકે તો તે દુ:ખદાયી બને છે.

હસ્તલિખિત ગ્રંથ 'શુકન મુક્તાવલિ'માં પણ ગધેડાનાં શુકન-અપશુકનના દુહા મળે છે જે મુજબ ગધેડું મુસાફરની ડાબી તરફ ઊભું ઊભું ચેષ્ટા કરતું હોય કે જમણી તરફ ભૂંકતુ હોય તો તે સિદ્ધિસૂચક ગણાય છે. જો પીઠ પાછળ, આગળ આગળ અથવા જમણી તરફ, અવાજ કરે કે ચેષ્ટા કરે તો તે અશુભ ગણાય છે. માણસ ગામમાં પ્રવેશ કરે કે બહારગામ જવા નીકળે એ વખતે બે ગધેડાં પરસ્પર એકબીજાની ડોકે બચકાં ભરતાં હોય કે ખંજવાળતાં હોય તે વધુ કે બંધન કરાવે છે. જો યાત્રિકને ગધેડાંનું શરીર કે કાન કંપતાં એખાય તો તે અપશુકન ગણાય છે. ઘેર આવતા ગધેડું જમણી તરફ ભૂંકે તો કાર્ય અચૂક સફળ થાય છે.

સ્વપ્નમાં ગધેડાની સવારી દેખાય તો તે અશુભકારક મનાય છે. વાલ્મિકી રામાયણમાં નોંધ્યું છે કે સ્વપ્નમાં રાવણને ગધેડા પરથી પડતો જોઈને ત્રિજટાએ અમંગળની શંકા વ્યક્ત કરી હતી. આ રીતે ગધેડાંનું સામે ભૂંકવું અનિષ્ટકારક છે એમ 'રામચરિત માનસ'માં લખ્યું છે.

મુસાફરીએ જનારની જમણી બાજુ ગધેડું ભૂંકે તો તેનાથી કાર્ય સિદ્ધ થાય છે, એવી લોકમાન્યતા જાયસીએ પદ્માવતના જોગીખંડમાં નોંધી છે.

ફટાણાં અને કહેવતોમાં કૂદતું ગધેડું :

અહીં ગધેડાનાં ગીતોની નહીં પણ ગીતોમાં આવતાં ગધેડાની વાત કરવાની છે. લગ્ન પ્રસંગે ગવાતાં ફટાણાંમાં જમાઈરાજ કે વેવાઈઓની મીઠી મશ્કરી ગધેડીનું દૂધ, ખીર કે બળી ખવરાવીને કરવામાં આવે છે. ગધેડીના દૂધમાંથી કંઈ ખીર કે બળી બને નહીં પણ અશક્ય વાતને ગીતો-ફટાણાં દ્વારા શક્ય બનાવીને લોકજીવન નું નિર્દોષ મનોરંજન માણ્યું છે, એવું ભાલપ્રદેશમાં ગવાતું રાજપૂતોનું ફટાણું જોઈએ.

ગઢમાં ગધાડી વિહાણી ભોળા ભમરલા રે
એન દૂધડિયા મંગાવો ભોળા ભમરલા રે
ઈ દૂધ ખાહડામાં ઠરાવો ભોળા ભમરલા રે
જમવા રામસંગને બેહાડો ભોળા ભમરલા રે
રામસંગ રીહાઈ રીહાઈ જાય ભોળા ભમરલા રે
કૂતરી કલાવાને જાય ભોળા ભમરલા રે
મીંદડી મનાવાને જાય ભોળા ભમરલા રે

બીજું એકનું ફટાણું દેવીપૂજકોમાં ગવાય છે

ઝાંપે કુતરી વિહાણી મારા વેવાઈયો રે
તેના ખરિયા ખૂંટવા રિ'યો તો મારા વેવાઈયો રે
ઝાંપે ગધાડી વિહાણી મારા વેવાઈયો રે
તેની બળી ખાવા રિ'યો તો મારા વેવાઈયો રે

ગધેડાંની કહેવતોનો તો કોઈ પાર જ નથી.

(૧) ગધેડે બેસાડવું.
(૨) હથેળીમાં વાળ નહીં, ગધેડાને ગાળ નહીં;
અઘોરીને ધરમ નહીં, નાગાને શરમ નહીં.
(૩) ગધેડાં ઉપર અંબાડી ના શોભે.
(૪) ગધેડાને નવરાવ્યે કંઈ ઘોડું ન થાય.
(૫) ગધેડું દરાખ ચરી ગયું.
(૬) સક્કરખોરનું સાકર જીવન, ખરના પ્રાણ જ હરે.
(૭) જો ગધેડે મુલક લેવાય, તો ઘોડાનો કોઈ ભાવ પૂછે નહીં.
(૮) ગધેડો ગધેડાને ખજવાળે.
(૯) ગધેડી ગંગાજળે નાહ્ય તો યે કંઈ પવિત્ર ન થાય.
(૧૦) ગધેડાને ગંગાજળ.
(૧૧) ગધ્ધેને ખાયા ખેત-નહીં પાપ કે પુણ્ય.
(૧૨) ગધ્ધાને નમક આપ્યું તો કહે માથું દુ:ખે છે.
(૧૩) ગધેડાને લીંડે જો પાપડ થતાં હોત, તો અડદ-મગના ભાવ કોણ પૂછત ?
(૧૪) ચોપગામાં ગધેડાને નાગામાં કરનાળી.
(૧૫) ગધેડા આગળ શું ગોળ કે શું ખોળ ? બેય સરખા.
(૧૬) ગધેડું ડાંગરના કુસકા ખઈ જાણે, ને ઈંટોની ગૂણો ઊંચકી જાણે.
(૧૭) ગામ ગધેડે ચડવું.
(૧૮) ગધેડા ઉપર ઊનું પાણી પણ સરખું ને ટાઢું પાણી પણ સરખું.
(૧૯) ગધેડા ઉપર સાટીનનું જીન.
(૨૦) ગદ્ધાવૈતરું કરવું.
(૨૧) ગધેડાનું મોત ને કૂતરાને ઉજાણી.
(૨૨) ગધેડાને તાવ આવે એવું બોલવું.
(૨૩) ગધેડો કહે, ના હું તો ગાઈશ.
(૨૪) ગધેડાના પાછલા પગ જેવો.
(૨૫) ગધેડાના વિવાહને પાટુએ રળિયાત.
(૨૬) ગાયને દોહીને ગધેડીને પાવું.
(૨૭) ગધેડા સાથે ઘોડું બાંધો તો ભુંકતા ન શીખે, પણ આળોટતાં તો શીખે જ.
(૨૮) ગધ્ધા ક્યા જાને જાફરાનકી બાત ?
(૨૯) સાકર ગળી પણ ગધેડાને ઝેર.
(૩૦) જ્ઞાની સે જ્ઞાની મિલે, કરે બાતંબાત, ગધેકું ગધા મિલે, કરે લાતંલાત.
(૩૧) ગધેડાને ડફણાં ને ઘોડાને ઈશારત.
(૩૨) વખત હોવે વાંકા, તો ગધેડું કહેના કાકા.
(૩૩) ગધેડાનું પૂછડું પકડ્યું તે પકડ્યું.
(૩૪) શાળ વહે ગધેડાં, પણ ખાય હોતરાં.
(૩૫) ગધેડીને વળી ફુલેકે ચડી.
(૩૬) કુંભાર કરતાં ગધેડાં ડાહ્યા.
(૩૭) ગધેડાં આગળ ધો ભળાવવી.
(૩૮) મોઢું વાઘનું પણ વાંસો ગધેડાનો.
(૩૯) ગધેડો ઉકરડો દેખી ભુંકે.
(૪૦) ગધેડો બિચારો નહીં, ને ગરાસિયા ગોઝારો નહીં.
(૪૧) ગધેડે ગવાવું.
(૪૨) ગધેડા ચાલે બાર ગાઉ, તો કુંભાર ચાલે ચૌદ ગાઉ.
(૪૩) પાણી પીને પૂછે ઘર, તેનું નામ પહેલો ખર,
દીકરી દઈને પૂછે ઘર તેનું નામ બીજો ખર;
આંગળી ઘાલી પૂછે દર તેનું નામ ત્રીજો ખર.
બાથ ભીડી પૂછે બળ તેનું નામ ચોથો ખર.

જૂના જમાનામાં ભાંડ લોકો બહુરૂપીનો વેશ કાઢીને માગવા જતા એ વખતે લાકડી સાથે ઢીંગલી બાંધીને હાથમાં ચાડિયો રાખતા. એ નિશાની પરથી જ ભાંડ ઓળખાઈ આવતા. એ વખતે કોઈ ભિક્ષા કે પૈસા આપવાની ના પાડે કે આનાકાની કરે તો ચોરે ચૌટે ભાંડ એના નામનો ચાડિયો ફેરવી ફજેતો કરતા ને પૈસા ન આપનારના દુહા જોડીને જાહેરમાં ગાતા:

બાર હાથનો ચોરણો, ને તેર હાથની નાડી;
કુંભારવાડે કાન હલાવે કાનજીભાઈની માડી.

લોભિયો લોકોને ગધેડાના દીકરા તરીકે અર્થાત ગધેડા તરીકે ઓળખાવતા. આજે તો જમાનો બદલાઈ જતાં એ બધું ભૂલાઈ ગયું છે. રહી ગયા છે માત્ર ગધેડાં, ભારવાહક ગધેડાં. મજુરી કરવાર ગધેડાં. રબારી, ભરવાડ, રાવળને વણઝારા સિવાય ભાગ્યે જ બીજી જાતિઓ પાસે ગધેડાં જોવા મળે છે. યાંત્રિક સાધનો ભલે ગમે તેટલાં વધ્યાં, પણ ગામડાંમાં ગધેડાં જેવું ઓછું ખર્ચાળ પ્રાણી તેની સામે અજ્ઞાતપણે ટકી રહ્યું છે અને ઉન્નત મસ્તકે લોકજીવનમાં પોતાની અનિવાર્યતાની છડી પોકારી રહ્યું છે. વિષય તો છે ગધેડાનો પણ કેવો મજાનો અને જાણવા જેવો છે !

**("કલામાં પશુઓ" લોકસંસ્કૃતિ, ગુજરાત કલા પ્રતિષ્ઠાણ પ્રકાશિત કલા ગ્રંથના અને ભાગ નં.-૨૩માંથી સાભાર)**



**પ્રાચીનયુગમાં ઋષિમુનિઓ અને રાજવીઓ જેના પરથી પોતાના નામો ધારણ કરતાં એવા ગદર્ભ રેખાંકન : એસ. એચ. શુક્લા**

# સર્પ

## મનુષ્યનો એવો દોસ્ત કે જેને ઓળખાવો ખૂબ જ જરૂરી

- ભુમિ પંડ્યા

ફોટોગ્રાફ્સ - ઉર્વશી પરમાર

સામાન્ય રીતે સર્પ/સાપ શબ્દ સાંભળતા જ લોકોના મન ઉપર ફેણ ફેલાવીને ઉભેલા ફૂંફાડા મારતા નાગની છબી ઉભી થાય છે. જે છબી સમાજમાં ભયની લાગણી ફેલાવતી હોય છે. સાપ એ આહાર શૃંખલામાં આવતુ ખુબ જ જરૂરી અને અગત્યનું પરિબળ છે. આ આહાર શૃંખલામાંથી જો સાપ અદ્દશ્ય થઈ જાય તો માનવ જાત પર તેની ખુબ જ માઠી અસર થાય તેમ છે. સાપનો મુખ્ય ખોરાક ઉંદર છે. આ ઉંદર મનુષ્યના ભાગનું મોટાભાગનું અનાજ બગાડે છે તથા ઉંદરની વસ્તી પણ કુદકે ને ભુસકે વધતી હોય છે. માટે જો સાપ ન હોય અથવા તેમનું પ્રમાણ ઓછુ થઈ જાય તો ઉંદરની વસ્તી પર નિયંત્રણ લાવવું અઘરું થઈ પડે તેમ છે.

### પૃથ્વી પર સરિસૃપોની ઉત્પત્તિ :

પૃથ્વી પર આદિ સરિસૃપો (Reptiles) ની ઉત્પત્તિ ૨૬00 થી 3000 લાખ વર્ષ પહેલા થઈ હતી. સરિસૃપોના ઉદ્ભવમાં કાચબો સૌથી પહેલા ઉદ્ભવ્યો હતો અને સાપ સૌથી છેલ્લે આવ્યા હતાં. એક સમયે પૃથ્વી પર સરિસૃપના લગભગ ૧૬ જેટલા પ્રકાર અસ્તિત્વમાં હતા. જયારે આજનાં આ યુગમાં તેમાંથી માત્ર ૫ જ પ્રકારના સરિસૃપો અસ્તિત્વ ધરાવે છે. **Reptiles** એ મૂળ લેટિન શબ્દ **"Repere"** પરથી આવ્યો છે જેનો અંગ્રેજી અર્થ **"To creep"** તેવો થાય છે. **"To creep"** એટલે સરકવું અને **Reptile** એટલે "પેટથી સરકતા" તેમ થાય. અપવાદ સિવાય બધા જ સરિસૃપો માંસાહારી હોય છે, બધા જ સરિસૃપોને કરોડરજ્જુ હોય છે અને તેઓ ફેફસા દ્વારા શ્વસન ક્રિયા કરતાં હોય છે. બધા જ સરિસૃપો ઠંડા લોહીવાળા હોય છે અને એટલ જ શિયાળાની ઋતુમાં સાપ ઓછા પ્રમાણમાં જોવા મળે છે કેમ કે તેઓ શીત સમાધીમાં જતા રહે છે.

### સાપનો ઉદ્ભવઃ

સાપ એ સરિસૃપોમાં સૌથી છેલ્લે ઉદ્ભવેલ જાતિ છે. પૃથ્વી પર સાપની કઇ જાતનો ઉદ્ભવ સૌ પ્રથમ થયો હતો તે હજુ સુધી જાણી શકાયેલ નથી. પરંતુ વર્તમાન સમયમાં જે સજીવ સરિસૃપ પ્રાણીઓ મળી આવે છે. તેનો અભ્યાસ કરતા એક તારણ નિકળે છે કે સાપ, ગરોળી અને કાચિંડા વચ્ચે ઘણી બધી સમાનતા જોવા મળે છે. સમગ્ર વિશ્વમાં સાપની લગભગ ૨૯૧૧ જાતો જોવા મળે છે.

### ગુજરાતના સાપઃ

ગુજરાતમાં પણ અલગ અલગ પ્રકારના સાપની જાતો જોવા મળે છે. ગુજરાતમાં ભારતમાં જોવા મળતા સાપના ૧૦ કુળ પૈકીના ૮ કુળના સાપ જોવા મળે છે. આ ૮ કુળમાં ૫૮ પ્રકારના વિવિધ સાપ જોવા મળે છે. જેમાંથી ૧૦ જાતો દરિયાઇ સાપની છે અને બાકી ૪૮ પ્રકારના સાપ જમીન તથા મીઠા પાણીમાં જોવા મળે છે.

દરિયામાં જોવા મળતા ૧૦ પ્રકારના સાપ અતિ ઝેરી હોય છે જ્યારે મીઠા પાણીના ૪૮ પ્રકારના સાપમાંથી માત્ર ૮ પ્રકારના સાપ જ ઝેરી હોય છે. બાકીના ૪૦ પ્રકારના સાપ સંપૂર્ણ બિનઝેરી હોય છે. હવે જે ૮ પ્રકારના ઝેરી સાપ જોવા મળે છે તેમાંથી પણ માત્ર ૪ પ્રકારના સાપનું જ વિષ મનુષ્યને નુકશાનકર્તા હોય છે. બાકીના ૪ ઝેરી સાપના વિષની મનુષ્ય શરીર પર કોઇ જ ગંભીર અસર થતી નથી.



### ગુજરાતમાં જમીન પર જોવા મળતા બિનઝેરી સાપ

| સામાન્ય સાપ | અસામાન્ય સાપ |
|---|---|
| અંધ સાપ | ઢાલ પુચ્છ |
| ચંચુ અંધ સાપ | કાનસિયા |
| કૃમિઅંધ સાપ | ટપકીલો વરૂદંતી |
| ભંફોડી | પટ્ટીત વરુદંતી |
| આંધળી ચાકરણ | રેખાંકિત કુકરી |
| સામાન્ય વરુદંતી | શ્યામશીર સાપ |
| સામાન્ય કુકરી સાપ | લીલવો |
| પીળા પટ્ટાવાળો સાપ | રૂપસુંદરી |
| ડેંડુ | ચળકતા પેટાળની ધામણ |
| બિલ્લી સાપ | કેવડીયો |
| ધામણ | તાંબા પીઠ |
| અજગર | સોનેરી ઉડકણો |
| | રેતીયો સાપ |
| | પટ્ટી સાપ |
| | લીલો વેલીયો |
| | વેલણી |
| | ફોરસ્ટેનનો બિલ્લી સાપ |
| | શ્વાનમુખી જળ સાપ કળણનો સાપ |
| | કળણનો સાપ |
| | ઘઉંલા |

### ગુજરાતમાં જોવા મળતા ઝેરી સાપ

| સામાન્ય સાપ | અસામાન્ય સાપ |
|---|---|
| નાગ, દ્વિચશ્મિનાગ | સિંધનો કાળોતરો |
| કાળોતરો | પ્રવાસ સાપ |
| ફુરસો | લીલો ખડચીતળ |
| ખડચીતળ | કાળો નાગ |

### ગુજરાતના ઝેરી-બિનઝેરી સાપના દેખાવમાં જોવા મળતી સમાનતા

| મૂળઝેરી સાપ | તેના જેવો જે દેખાતો બિનઝેરી સાપ |
|---|---|
| કાળોતરો | સામાન્ય વરૂદંતી |
| ફુરસો | બિલ્લી સાપ |
| ખડચીતળ | ભંફોડી, અજગરના બચ્ચા |
| લીલો ખડચીતળ | લીલવો, લીલો વેલીયો (માત્ર રંગના આધારે) |

### સર્પદંશ અને તેની પ્રાથમિક સારવારઃ

- સાપના દંશ વિશે જાણતા પહેલા સૌ પ્રથમ ચાલો આપણે સાપના વિષ વિશે જાણીએ. સાપનું વિષ એ એના સિવાયના તમામ માટે વિષ છે. પરંતુ તે ખુદ સાપ માટે તો અતિ આવશ્યક ઘટક છે. સાપનું વિષ એ બીજું કાંઇ ન હોતા તેના ખોરાક માટેની એક પ્રકારની લોહી વિકારી લાળ છે.
- આ લોહી વિકારી લાળ એ નત્રિલો, ધાતુ, આયન તથા ઉત્સેચકોની બનેલી હોય છે.
- સાપનું વિષ એ બે પ્રકારે વહેંચાયલું છે.

| પ્રકાર | સાપ |
|---|---|
| ૧. ન્યુરોટોક્સીક | નાગ-કાળોતરો-દરિયાઈ સાપ વગેરે |
| ૨. હેમોટોક્સીક | ખડચીતળ-ફુરસો વગેરે |



### ન્યુરોટોક્સીક:

● આ એવા પ્રકારનું વિષ છે જે સર્પ દંશનો ભોગ બનનારના જ્ઞાનતંતુને અસર કરે છે એટલે કે જ્યારે આ વિષવાળો સાપ કરડે છે, ત્યારે તેની સૌ પ્રથમ અસરો જ્ઞાનતંતુ પર થવા લાગે છે.

### હીમોટોક્સીક:

● આ પ્રકારના વિષમાં લોહીનો સમાવેશ થાય છે કે એટલે કે, જ્યારે આવા વિષવાળા સર્પ દંશે છે ત્યારે ભોગ બનનારના શરીરના સમગ્ર લોહીમાં પ્રસરીને અસર શરૂ થવા માંડે છે.

### સર્પ દંશ:

● કોઈપણ વ્યક્તિના જીવનમાં સર્પદંશ એ ખુબ મોટી તથા ચિંતાજનક બાબત છે. બીજી રીતે જોઈએ તો જો સર્પ તથા વિષ વિશેની પૂરતી અને સાચી માહિતી વ્યક્તિને હોય તો સર્પદંશ એ વધુ હાનિકારક રહેતી નથી એટલે કે કહેવાનો આશય માત્ર એટલો જ છે કે જો ભોગ બનનાર વ્યક્તિને સાપ તથા તેના દંશ વિશેની સાચી પુરતી પ્રાથમિક માહિતી હોય તો તેના મૃત્યુની સંભાવના ઓછી અને જીવવાની સંભાવના વધી જાય છે.

### સર્પ દંશ થાય તો શું કરવુ:

●ભારત એ ગામડાઓનો દેશ છે અને તેમાંય ગુજરાતમાં તો અસંખ્ય ગામડાઓ આવેલા છે. ગુજરાતના ગામડાઓમાં અજ્ઞાનતા, અંધશ્રધ્ધા અને વહેમનું પ્રમાણ વધારે જોવા મળે છે. વળી સાપ એ હિન્દુ સંસ્કૃતિમાં ધર્મનું પ્રતિક છે. માટે તેને ખુબ જ પૂજનીય ગણવામાં આવે છે. માટે સર્પદંશના કિસ્સાઓમાં અંધશ્રધ્ધા, અજ્ઞાનતા અને વહેમને કારણે એવું થાય છે કે દર્દીને દવાખાને ન લઈ જતા ભુવા પાસે લઈ જવામાં આવે છે. આ ભુવાઓ તદ્દન ખોટા અને ધુતારા હોય છે. તેમની પાસે જવાથી બીજુ તો કાંઈ નથી થતું પરંતુ મૃત્યુની સંભાવના વધી જાય છે. કારણ કે ભુવાઓને સર્પ અને તેના દંશ વિશેની કોઈ જ સચોટ વૈજ્ઞાનિક માહિતી હોતી નથી. કોઈકવાર એવું બને છે કે, વ્યક્તિને ખરેખર તો બિનઝેરી સાપનો દંશ થયો હોય છે અને તેવા સંજોગોમાં જો તે વ્યક્તિને ભુવા પાસે લઈ જવામાં આવે તો તે બચી જાય છે. માટે લોકોમાં આવા કિસ્સાઓની ખોટી છાપ ઉભી થાય છે. ખરેખર તો ભુવાએ કંઈ જ કર્યું હોતુ નથી. આમ પણ તે વ્યક્તિને બિનઝેરી સાપ કરડ્યો હોવાથી તેને કાંઈ થતું નથી.

● હવે ગુજરાતમાં તબીબી અને આરોગ્ય વિભાગના સુવ્યવસ્થિત આયોજનને કારણે રાજ્યના દરેક વ્યક્તિને ૧૦૮ જેવી તાત્કાલિક સરકારી તબીબી સેવાનો લાભ મળે છે. તો બને તેટલી ઝડપે ૧૦૮ સેવાનો સંપર્ક કરવો જેથી તાત્કાલિક સર્પદંશ અસરગ્રસ્ત વ્યક્તિને ઝડપી, યોગ્ય પ્રાથમિક સારવાર મળી રહે અને ભોગ બનનારને દવાખાને લઈ જઈ શકાય.

● પરંતુ પ્રતિકૂળ સંજોગોમાં જો ૧૦૮ સેવાનો સંપર્ક ન થઈ શકે તેમ હોય તો સર્પદંશનો ભોગ બનનાર વ્યક્તિને વહેલામાં વહેલી તકે નજીકના દવાખાનામાં લાવવાનો પ્રયત્ન કરવો જોઈએ.

● કોઈપણ વ્યક્તિને કોઈ પણ સ્થળે ગમે તે પરિસ્થિતિમાં સર્પદંશ થાય તો તે દંશ સાપનો હતો કે નહીતેની સંપૂર્ણ ખાતરી થયા પછી તેને સૌ પ્રથમ બને તેટલી ઝડપથી વધુમાં વધુ ૩૦ મીનીટની અંદર જ નજીકના દવાખાનામાં કે જ્યાં વિષ પ્રતિરોધક રસી ઉપલબ્ધ હોય ત્યાં પહોંચાડવાનો પ્રયત્ન કરવો જોઈએ.

● સર્પદંશ થયા બાદ દર્દી જો વધારે હલન-ચલન કરશે તો તેના શરીરમાં ગયેલું વિષ પણ વધારે ઝડપથી પ્રસરવા માંડશે. માટે દર્દીને શક્ય હોય તેટલું ઓછું હલન ચલન કરાવવું અને ખાસ તો શરીરના જે ભાગ પર દંશ થયો હોય તે ભાગને તો જરા પણ હલન-ચલન ન કરવા દેવો. દંશ વાળા ભાગ પરનો પાટો કેવી રીતે બાંધવો:

● દંશવાળા શરીરના અંગથી જે સૌથી વધુ નજીકનો શરીરનો સાંધો હોય ત્યાં ઉપરના ભાગે સ્વચ્છ કપડાથી એક આંગળી પસાર થઈ શકે તેટલો ઢીલો પાટો બાંધવો. આ ઢીલા બાંધેલા પાટાની વચ્ચેથી પેન કે તેના જેવી કોઈપણ વસ્તુ લઈને પાટાને નળ જેવો આકાર આપી શકાય. એટલે કે તે પેન કે અન્ય લીધેલી વસ્તુને વચ્ચેથી પસાર કરીને થોડી વારે નળ ચાલુ બંધ કરતાં હોઈએ તેમ ઢીલો અને મજબૂત કરી શકાય.

● છેલ્લે આવે છે દર્દીની સ્થિતિ. જો દર્દી નબળા મનોબળવાળુ હશે અને તેને સાપ વિશેની પુરતી સાચી માહિતી નહી હોય તો તે પોતાને સર્પદંશ થયો છે તે આઘાત માત્રથી જ મૃત્યુ પામતો હોય છે. માટે જ સૌપ્રથમ તો દર્દીએ પોતે અને ત્યારબાદ તેની આસપાસના લોકોએ તેને સકારાત્મક આત્મવિશ્વાસ અપાવવો જોઈએ.

● દંશ ઝેરી સાપનો હોય કે બિનઝેરી સાપનો ભોગ બનનાર વ્યક્તિએ ઓછામાં ઓછા ૨૪ કલાક સુધી ડૉકટરના નિરિક્ષણ હેઠળ રહેવું જોઈએ. જો ડૉકટર સલાહ આપે તો....!

સર્પદંશ થાય તો શું ન કરવું?

● દંશવાળી જગ્યા કે દંશવાળો શરીરનો ભાગ ક્યારેય કાપી નાંખવો નહી અથવા તેને તિક્ષ્ણ સાધનથી કોતરી નાંખવો નહી. નહીતર સર્પદંશની અસર ઓછી અને ધનુરની અસર વધારે થઈ શકે છે. કારણ કે દરેક સાપનો દંશ ઝેરી હોતો નથી. તે દંશ બિનઝેરી સાપનો હોઈ શકે છે. આથી એવું બને છે કે બિનઝેરી સાપ દંશ્યો હોવા છતાં આવું કરવાને લીધે ધનુર થઈ થાય છે અને દર્દી મૃત્યુ પામે છે.

● દર્દીનો પાટો અતિશય મજબુત ન રાખતા આગળ જણાવ્યા પ્રમાણે થોડો ઢીલો બાંધવો નહીંતર અતિશય કસીને બાંધેલા પાટાને કારણે લોહીનું પરીભ્રમણ અટકી જાય છે અને દર્દીના જે તે અંગમાં ખોડ રહી જવાની શક્યતા વધી જાય છે.

● દંશવાળા ભાગ પર વિજળીના નિયંત્રિત માત્રાના વિદ્યુત પ્રવાહ ક્યારેય ન આપવા.

● દંશવાળા ભાગને બરફમાં ન રાખવો.

●દંશવાળા ભાગને જો સ્વચ્છ કરવો હોય તો જંતુ રહિત, શુધ્ધ કે યોગ્ય દ્રાવણની મદદથી જ સાફ કરવો.





## સાપ વિશેની માન્યતાઓ અને હકિકતો :

ભારતીય સમાજમાં સાપ વિશેની ઘણી બધી માન્યતાઓ ફેલાયેલી છે. અહીં સાપ વિશે ફેલાયેલ તદ્દન ખોટી માન્યતાઓનું વૈજ્ઞાનિક રીતે ખંડન કરીને તેના પાછળના સત્યને બહાર લવાયુ છે જે નીચે મુજબ છે.

### ૧. માન્યતા: નાગ મદારીની બીન સાંભળીને ડોલવા લાગે છે.

**સત્યતા:** સૌ પ્રથમ તો નાગને કાન હોતા જ નથી માટે તે મદારીની બીનનો અવાજ સાંભળી શકે છે તે વાત તદ્દન ખોટી છે. તો હવે રહ્યો તેના ડોલવાનો સવાલ....! તો તેમાં હકીકત એ છે કે સાપ પોતાના રક્ષણ માટે જ બીન જયાં ફરતી હોય છે ત્યાં ફરતો હોય છે બાકી નાગ ના તો મદારીની બીન કે ના તો તેના સંગીતનો અવાજ સાંભળી શકતો હોય છે.

### ૨. માન્યતા: સાપ દૂધ પીવે છે.

સત્યતા: સત્ય એ છે કે સાપને કોઈપણ પ્રકારની સ્વાદ પારખવાની ઈન્દ્રીય હોતી નથી. તેના માટે તો પાણી, દૂધ અથવા કોઈપણ પ્રવાહી એક સમાન હોય છે. માટે જયારે સાપ સમક્ષ દૂધ મુકવામાં આવે છે ત્યારે તે તેને પોતાના શરીરને બચાવનાર પ્રવાહી સમજીને જ પી જતો હોય છે.

### ૩. માન્યતા: નાગના માથા પર મણી હોય છે.

**સત્યતા:** જો નાગના માથા પર ખરેખર મણી હોય તો તમામ મદારીઓ અને અમારા જેવા સાપ પકડનાર બધા જ પૈસાવાળા થઈ જાય.... હકીકતમાં મણીએ અમુક પ્રકારના ખનીજ પદાર્થોની રાસાયણીક પ્રક્રિયાથી બનેલો પદાર્થ છે, તે બનવા માટે જે ખનીજ પદાર્થો અને રાસાયણીક પ્રક્રિયા જરૂરી છે. તેવી ક્રીયા સાપના શરીરમાં કયાંય થતી નથી. જો શરીરમાં આવી કોઈ રાસાયણીક પ્રક્રિયા અને ખનીજ પદાર્થ ના હોય તો પછી માથા પર મણી ઉત્પન્ન કયાંથી થવાની?

### ૪. માન્યતા: આંધળી ચાકણ નામનો સાપ બે માથાવાળો હોય છે. જેના દ્વારા તે છ મહિના એક માથાથી અને બીજા છ મહિના બીજા માથાથી ચાલે છે.

**સત્યતા:** સમગ્ર સર્પ જાતિમાં આવી રચનાવાળો કોઈ સાપ ઉત્પન્ન થતો નથી. પરંતુ હકિકત એ છે કે આંધળી ચાકળણ નામના સાપની શરીર રચના એવી હોય છે કે તેનું માથું અને પૂંછડી અલગ પાડી શકાતા નથી. એવું કહી શકાય કે તેના શરીરના બન્ને ભાગ દેખાવે લગભગ સમાન લાગે છે. જો ધ્યાનથી જોવામાં આવે તો તે અલગ પાડી શકાય છે.

### ૫. માન્યતા: ૧૦૦ વર્ષ જુના સાપને મુછો હોય છે. અથવા મુછોવાળો સાપ હોય છે.

**સત્યતા:** સાપની સરેરાશ ઉંમર ૧૨ થી ૧૫ વર્ષની હોય છે. માટે તેના ૧૦૦ વર્ષના આયુષ્યનો તો કોઈ પ્રશ્ન જ રહેતો નથી. અને રહી તેની મુછોની વાત તો સાપના શરીર પર કયાંય કોઈપણ પ્રકારના વાળ ઉગતા નથી. તો પછી મુછો ઉગવાનો તો કોઈ વિકલ્પ જ નથી.

### ૬. માન્યતા: સાપને મારી નાંખો (નર માટે માદા અને માદા માટે નર) તો સાપ બદલો લે છે.

**સત્યતા:** સાપ એ કોઈ સામાજીક પ્રાણી નથી. માટે તેનામાં કોઈ જ કૌટુંબિક ભાવના હોતી નથી, તો પછી બદલો લેવાની વાત જ કયાંથી આવે? પણ કદાચ એવું બને કે, સાપ પોતાના સંવનન સમય દરમ્યાન એક બીજાને આકર્ષવા માટે એક પ્રકારની ગંધ મારતુ પ્રવાહી છોડતા હોય છે અને જો તે સમયે તમે આ સાપને મારો અને મારતી વખતે આ પ્રવાહીની ગંધ તમારા કપડા, લાકડી, બુટ કે શરીર પર લાગે તો તે ગંધથી આકર્ષાઈને તે જ જાતિનો સાપ તમારી કે તમારા ઘરની આસપાસ આવી જાય છે.

### ૭. માન્યતા: સાપની કાંચળીને તિજોરીમાં રાખવાથી પૈસા વધે છે.

**સત્યતા:** સાપની કાંચળીને અને ઘરમાં થતી પૈસાની વૃધ્ધિને એકબીજા સાથે કોઈ સંબંધ નથી. પૈસાની વૃધ્ધિ માત્ર અને માત્ર સાચી યોગ્ય મહેનત કરવાથી જ થાય છે. નહી કે આવી કોઈ કાંચળી રાખવાથી ઉલટાનું કાંચળી ઘરમાં હોય તો તેની ગંધથી આકર્ષાઈને અન્ય સાપ ઘરમાં આવવાની શક્યતા વધી જાય છે.



કાળોનાગ – Cobra



અજગર - Indian Python



ધામણ,ચિતવાડુ,ખેતરીયુ - Rat Snake

# ભારતમાં આર્યોનું આગમન

- નરેશ ઠાકર




હેલ્લો દોસ્તો કેમ છો, ગયા અંકમા આપણે સિંધુઘાટીની સભ્યતા વિશેની વાતકરી ભારતમાં તેના વસવાટના સ્થાનો કયા કયા હતા તેમજ સમાજવ્યવસ્થા, નગર રચના અને અન્ય બાબતો વિષે પણ જાણકાર થયા આજના આ અંકમાં આપણે ભારતમાં આર્યોના આગમનની વાત કરીએ. મિત્રો આગળ વાત કરી એ મુજબ સિંધુઘાટીની સભ્યતાનો સમયગાળો એ પણ એક સંશોધનનો વિષય છે તથા તે બાબતે પણ અલગ અલગ ઈતિહાસકારો ના અલગ અલગ મત પ્રવર્તે છે. ઈતિહાસનો જ્યારે અભ્યાસ કરીએ ત્યારે ઘણી બધી અસમાનતાઓ અને ઘણા બધા પ્રશ્નો આપણા માનસ પર ઉદ્‌ભવે છે. આર્યોના આગમન બાદ રચાયેલા સાહિત્યના આધારે આ સમયગાળો હજારો વર્ષ પૂર્વનો પ્રાપ્ત થાય છે. પરંતુ કેટલાક સંશોધનોનો જો આધાર લેવામાં આવે તો સિંધુઘાટી સભ્યતા બાદ આર્યોનું આગમન થયુ અને સિંધુઘાટી સભ્યતાનો સમયગાળો ઈ.સ.પૂર્વે.૨૩૫૦ ઈસ.પૂર્વે૧૭૫૦ સુધીનો છે. અને ત્યારબાદ ઈ.સ.પૂર્વે ૧૫૦૦ થી ઈ.સ.પૂર્વે ૬૦૦ ના સમયગાળા દરમ્યાન આર્યો સક્રિય રહ્યા હોવાનું અનુમાન છે. ખેર સમયની પળોજણમાં ના પડીએ તો વેદો, ઉપનિષદો, વેદાંગો, દર્શનશાસ્ત્રો રામાયણ મહાભારત વગેરે જેવા સાહિત્ય એ આર્યોની ભારતમાં હાજરી પૂરે છે.

ભારતમાં આર્યોના આગમન બાદ ઉત્તરભારતનો પ્રદેશ આર્યાવ્રત તરીકે ઓળખાવા લાગ્યો હતો. સૌપ્રથમ આર્યો ભારતનાં ઉત્તરપશ્ચિમ ભાગમાં આવેલો પ્રદેશ જે સાત નદિઓ દ્વારા બનાવેલ ફળદ્રુપ કાંપના મેદાનોનો પ્રદેશ છે ત્યાં આવીને વસવાટ કર્યો જે પ્રદેશ સપ્તસિંધુ ના પ્રદેશ તરીકે ઓળખાય છે. આ સાત નદીઓમાં સિંધુ, જેલમ, ચિનાલ, રાવી, સતલુજ, બિવાસ અને સરસ્વતીનો સમાવેશ થાય છે. આર્યોના ઝંઝવાતી આગમન સામે દ્રવિડિયન પ્રજા જેને આપણે સિંધુ ઘાટીની સભ્યતાના લોકો તરીકે ઓળખીએ છીએ તે ટકી શક્યા નહી અને આમાંથી મોટા ભાગની પ્રજા દક્ષિણ ભારત તરફ પ્રયાણ કરી ગઈ. આમ ઉત્તરભારતમાં આર્યોનું આધિપત્ય જામ્યુ જો કે સમયાંતરે આર્યોમાં પણ સિંધૂઘાટીના રહી ગયેલા લોકો વચ્ચે લગ્ન સબંધો બંધાયા અને આમ બે સભ્યતાઓ એકબીજામાં મિશ્રિત થતી ગઈ.

## આર્યોના મુળ નિવાસસ્થાન અંગે અલગ અલગ મતો

આર્યોના મુળ નિવાસસ્થાન અંગે અલગ અલગ વિધ્વાનોના અલગ અલગ મત છે. પણ દરેકના અભિપ્રાય પાછળના તર્કને જોતા આપણને દરેક મત કે અભિપ્રાય તેમની રીતે યોગ્ય જણાય છે.

(૧) પ્રો.મેકસમુલરઃ- આ જર્મન સંશોધનકારે પોતાના પુસ્તક Lectures on the Science of languages માં પોતાના વિચાર સ્પષ્ટ કરતા જણાવ્યુ કે, આર્યોનું મુળ નિવાસસ્થાન મધ્ય એશિયા રહ્યુ હશે. તેમના મત મુજબ ભારતીય યુનાની, ઈરાની, રોમન, જર્મન અને સૈલ્ટ જેવી જાતીઓના પુર્વજો ભેગાજ રહ્યા હશે અને ત્યારબાદ અલગ અલગ જગ્યાએ પ્રસારિત થયા હશે. પ્રો.મેકસમુલરનું સ્પષ્ટ માનવુ છે કે મધ્યએશિયામાંથી જ આર્યોનો એક મોટો જથ્થો કાસ્પિયન સમુદ્રના દક્ષિણ ભાગમાંથી એશિયા માઈનરના રસ્તે યુનાન અને જર્મની ગયા જ્યારે બીજો જથ્થો ભારતના ઉત્તર પશ્ચિમ ભાગમાં આવ્યો.

આ આખુજ સંશોધન મેકસમુલરે ભાષાના આધારે કર્યું. સંસ્કૃતના 'પિતૃ' અને 'માતૃ' શબ્દોની સરખામણી અન્ય ભાષાઓ સાથે કરી નિષ્કર્ષ પર ગયા. જેમ કે ફારસીમાં પિદર અને માદર કહેવાય છે. લેટિનમાં પેટર અને મેટર અને ઈંગ્લિશમાં ફાદર અને મદર. આ શબ્દોનુ મુળ સંસ્કૃતના પિતરૂ અને માતરૂ હોવાનું સુચિત થાય છે. મેકસમુલરે આર્યો અંગે આપેલ આ મત કે તેઓ મધ્યએશિયાથી આવેલ હતા તે સર્વમાન્ય મત ગણાય છે.

(૨) બાલગંગાધર તિલકઃ- તિલકે પોતાના પુસ્તક The Arctic Home of the Aryans (આર્યો કા ધ્રુવીય નિવાસ) માં લખ્યુ છે કે આર્યો ઉત્તરધ્રુવથી આવેલા છે. તિલકજીના આ તારણ પાછળ તેમને સંસ્કૃત સાહિત્યનુ કરેલ ગહન વિશ્લેષણ હતું.

ઋગ્વેદના અભ્યાસમાં તિલકને જાણવા મળ્યુ કે આર્યો જયાં રહેતા હતા ત્યા છ મહિના દિવસ અને છ મહિના રાત્રી હતી દુનિયામાં આ પ્રકારની પરિસ્થિતી હાલમાં ઉત્તરધ્રુવમાં જોવા મળે છે. પરંતુ હાલમાં અહિની આબોહવા રહેવા લાયક નથી. તિલકજીએ પૃથ્વીની વધતી ગરમી તથા કલાઈમેટ ચેન્જને આધારમાની અનુમાન લગાવ્યુ કે એ સમયમાં ઉત્તરીધ્રુવની આબોહવા રહેવા લાયક રહી હશે. વધુમાં ઈરાની સાહિત્યમાં પણ એવો ઉલ્લેખ મેળલો છે કે આર્યોના મુળ નિવાસ્થાનમાં લાંબી ઠંડી ઋતુઓ હતી. ભુગર્ભ શાસ્ત્રીઓ એ સિધ્ધ કર્યુ છે કે અગાઉના યુગમાં ધૃવીય પ્રદેશોની આબોહવા રહેવા લાયક હતી. આમ તિલકજીના આ મતને સંપુર્ણ નકારી શકાય નહી.

(૩) ડૉ.અવિનાશ ચંદ્ર દાસઃ- આ બંગાળી ઈતિહાસકારે પોતાના પુસ્તક Rigvedic India માં લખ્યુ છે કે આર્યોનુ મુળ નિવાસ સ્થાન સપ્ત સિંધુનો એ પ્રદેશ છે કે જે પંજાબના નામથી ઓળખાય છે. ડૉ.દાસના આ વિચાર પાછળનું મુખ્યકારણ તે સમયે જે ભૌગોલિક પરિસ્થિતિનું વર્ણન કરવામા આવેલુ છે. તે હાલના આ પ્રદેશ સાથે બંધબેસતુ છે. પરંતુ વિચારકોએ ડૉ.દાસના આ મતનું સવર્થા ખંડન કર્યુ.

(૪) સ્વામી દયાનંદ સરસ્વતી:- દયાનંદ સરસ્વતીએ પોતાના પુસ્તક સત્યાર્થપ્રકાશમાં લખતા કહ્યુ છે કે આર્યોનું મુળ નિવાસ્થાન તિબ્બતમાં હતું. સ્વામી દયાનંદ સરસ્વતી જેવોજ મત અંગ્રેજ લેખક પાર્જિટરે પોતાના પુસ્તક **Ancient Indian Histroical Tradition** માં પ્રસ્તુત કાર્યો છે. આમ માનવા પાછળનું કારણ તિબ્બતના લોકોની કદકાઠી, આંખો તેમજ આ પ્રદેશની ભૌગોલિક પરિસ્થિતિને ધ્યાનમાં રાખી છે. પરંતુ વિચારકો આ મત સાથે પણ સહમત નથી.

(૫) નેહરિંગ તથા પ્રો.ગાર્ડન ચાઈલ્ડ:- આ વિચારકોનું માનવું હતુ કે આર્યોનુ મૂળ દક્ષિણ રશિયા હતુ અને તે ખુબ દુર સુધી પશ્ચિમમાં ફેલાયેલુ હતું. પ્રો. ગોર્ડન ચાઈલ્ડ ઓસ્ટ્રેલિયાના હતા અને ઈન્ડો યુરોપિયન સિવિલાઈઝેશન પર તેમનું વિશેષ યોગદાન રહેલુ છે.

(૬) ગંગાનાથ ઝા:- ગંગાનાથ ઝા એ ભારતીય ફિલોસોફી, બુધ્ધિષ્ટ ફિલોસોફી તથા સંસ્કૃતના મહાન વિદ્વાન હતા તેમણે બ્રહ્મર્ષિ દેશને આર્યોનુ મુળ નિવાસ સ્થાન કહ્યુ છે. આ બ્રહ્મદેશ એ આજનું મ્યાનમાર જ્યારે ઉત્તરાખંડથી દિલ્હી સુધીનો વિસ્તાર બ્રહ્માવર્ત તરીકે ઓળખાતો હતો.

(૭) ડૉ.ગાઈલ્સ:- આ વિદ્વાનના મત અનુસાર આર્યોનુ નિવાસસ્થાન હતુ કે જેના પૂર્વમાં કાર્પેથિયન પર્વત તથા દક્ષિણમાં બલ્કાન પ્રદેશ અને પશ્ચિમમાં ઓસ્ટ્રિયન પર્વતમાળા તથા ઉત્તરમાં એજર્ગેબર્ગ પર્વત આમ આ ભૌગોલિક વિસ્તારએ ઓસ્ટ્રિયા અને હંગેરીના મેદાની પ્રદેશોમાં જ્યાં ડેન્યુબ નદી વહે છે.

(૮) પ્રો.મેકડોનલ્ડ:- આ વિદ્વાનના મત અનુસાર આર્યોનુ મુળ નિવાસ એ દક્ષિણ-પુર્વીય યુરોપમાં હતું. કારણ કે વડ, શીશમ, ઘોડો, ગામ વગેરે નો ઉલ્લેખ ઋગ્વેદમાં પણ છે તથા જેન્દ અવેસ્તામાં પણ છે જે તે સમયે માત્ર દક્ષિણ-પુર્વી યુરોપમાં જોવા મળતા હતા.

આમ અલગ અલગ શંસોધનકારોએ પોતાના અલગ અલગ મતો રાખ્યા.

"આર્ય" શબ્દનો મૂળ અર્થ કૃષિ પર નભવાવાળા લોકો એવો થાય છે. ઈતિહાસ કારોના કહેવા મુજબ આર્યોનો પ્રથમ હુમલો પંજાબ પ્રદેશમાં થયો અને તે ત્યાંજ વસ્યા ત્યારબાદ બીજા આક્રમણ વખતે તેમને કાબુલ તરફથી રસ્તો ના મળતા તે ગિલગિટ તથા ચિત્રાલના રસ્તેથી ભારતમાં આવ્યા. દક્ષિણ ભારતમાં આર્યોના આગમનની વાત કરીએ તો અગસ્ત જેવા ઋષિ મુનિઓના કારણે ત્યાં ફેલાવો થયો.આર્યોના વૃતાંતને ચાર પાનામાં સમેટવોએ અસંભવ કામ છે. તેમ છતા વિશ્લેષણમાં ઉંડા ન ઉતરતા ટુ ધ પોઈન્ટ પરીક્ષા સંદર્ભે આર્યોનો ચિતાર આપવાનો પ્રયત્ન કરીએ.

આર્યોના સમયને ઈતિહાસની દ્રષ્ટિએ બે ભાગમાં વિભાજીત કરી શકાય.

(૧) ઋગ્વેદિક કાળ, (૨) ઉત્તરવૈદિક કાળ

ઋગ્વેદિક કાળનો સમયગાળો ઈ.સ.પૂ.૧૫૦૦ થી ૧૦૦૦ સુધીનો મનાય છે અને ત્યારબાદનો ઈ.સ.પૂ.૧૦૦૦ થી ઈ.સ.પૂ.૬૦૦ નો સુધીનો સમયગાળો ઉત્તરવૈદિક કાળનો માનવામાં આવે છે.

ભારતમાં આર્યોનું આગમન થતાજ એક નવા યુગની શરૂઆત થઈ તેમ કહેવાય આર્યો દ્વારા રચિત વેદોએ આ સમયગાળાનું મોટુ સાહિત્યીક પ્રદાન છે. જો કે વેદોએ અપૌરૂષિય છે છતા તેની ઉત્પતિ એ આર્યકાળમાં થઈ તે ચોક્કસ છે.

(૧)ઋગ્વેદિકકાળમાં ભારત

ભારતના ઉત્તર-પશ્ચિમ ભાગમાં સ્થાઈ થયા બાદ આર્યોએ પોતાના રીતરિવાજો તેમજ સંસ્કારોની છાપ આખા ભારતમાં છોડી. ઘોડા તથા લોખંડના હથિયારો સાથે આર્યો વધારે શકિતશાળી થયા દ્રવિડિયન લોકો ઘોડો તથા લોખંડ બંન્ને વસ્તુથી અજાણ હતા જ્યારે ભારતમાં ઘોડાનું આગમન આર્યોના આગમન સાથે થયું. જો કે લોખંડનુ ચલણ ઉત્તર્વૈદિકકાળમાં વધુ પ્રમાણમાં જોવા મળે છે. આર્યો મુખ્યત્વે પશુપાલન દ્વારા પોતાનું ગુજરાન ચલાવતા હતા. અને માટે ગાયોના મોટા મોટા ધણ રાખતા હતા. ખાસ કરીને ભારતીય ઉપમહાદ્વીપમાં આર્યોના આગમનનુ એક મુખ્ય કારણ એ હતુ કે ગાયોને મોટા પ્રમાણમાં ચારણ અહિના મેદાની પ્રદેશોમાંથી મળી રહે તેમ હતુ અને જેથી અહિયા આવ્યા



પછી આર્યો અહિના થઈનેજ રહી ગયા હકિકતે આજનો હિંદુધર્મ તરીકે ઓળખાતો ધર્મ એ આર્યધર્મ તરીકે ઓળખાતો હતો. હિંદુ એ કોઈ ધર્મ નથી પરંતુ એક સંસ્કૃતિ છે. જે વરસોથી પોતાની લચિકતાના કારણે આજ પણ અડગ ઉભી છે. "હિંદુ" શબ્દનો સૌપ્રથમ ઉલ્લેખ ૮મી સદીમાં પ્રગટ થયેલ ગ્રંથ "તાંત્રિક" માં જોવા મળે છે. જે પ્રજાની ઓળખ માટે વપરાયે છે. આવો જ ઉલ્લેખ પર્શિયાના પ્રાચીન ધાર્મિક ગ્રંથ ઝેંડઅવેસ્થા માં પણ છે જે શબ્દ સિન્ધુનુ અપભ્રંશ થઈ હિંદુ ઉપયોગમાં લેવામાં આવ્યો. જેમ કે અંગ્રેજી ભાષામાં સિંધુને ઈન્ડસ **(Indus)** કહેવાય છે અને તેના પરથી હિન્દુસ્તાન **India** તરીકે ઓળખાયુ. ચીની યાત્રાળુ ઈત્સિંગ કે જે ૭મી સદીમાં ભારતની મુલાકાત લીધી હતી તે નોંધે છે કે આખો દેશ આર્યાવ્રત તરીકે ઓળખાય છે તથા ઉત્તર પશ્ચિમ ભાગમાં રહેતી પ્રજા "હિન્દુ" ના નામથી ઓળખાય છે.

સામાજીક વ્યવસ્થા

શરૂઆતમાં આર્યો નાના-નાના કબીલાઓ માં વસવાટ કરતા હતા. જે સામાન્ય રાતે નદી કિનારાના આજુબાજુ રહેતા હતા. અને આ સાથે ગાયોના મોટા ધણ રાખતા હતા. ગાય એ આર્યો માટે પવિત્ર પશુ પણ હતુ અને આજીવિકાનુ સાધન પણ હતુ. સ્ત્રીઓ એકથી વધારે પુરૂષ સાથે લગ્ન કરી શકતી ન હતી જ્યારે પુરૂષોમાં અને ખાસ કરીને રાજવંશમાં (સમાજ એ પિતૃપ્રધાન હતા.) બહુ વિવાહ પ્રચલિત પ્રણાલી હતી. જોકે ઉત્તરવૈદિક કાળમાં બહુપતીત્વના ઉદાહરણ જોવા મળેલ છે. દા.ત. દ્રૌપદી.

- સંતાન ન થવાના વિશેષ કિસ્સામાં વિધવા પુનર્લગ્નની મંજુરી હતી. તથા પુત્રને ખોળે લેવાની પ્રથા પણ અમલમાં હતી.
- શ્યામઅયસ્ક લોખંડના ઉપયોગથી આર્યોએ ઓજારો બનાવ્યા જેમાં હળ, મુશળ જેવા ખેતી લાયક ઓજારો પણ વિકસાવવામાં આવ્યા જેના કારણે ખેતીની વિશેષ શરૂઆત થઈ અને ખાસ કરીને ત્યારબાદજ આર્યોને જમીનનું મહત્વ સમજાયુ અને કબીલા માંથી ધીમે ધીમે સ્થાઈ ગામ વસવાનું ચાલુ થયુ .
- છતા પણ આ સમયમાં ગાયોનું મહત્વ સર્વોચ્ચ હતુ. જેની પાસે વધુ ગાયો તે માણસ ધનવાન કહેવાતો. ગાયો માટે મોટા મોટા યુધ્ધો થતા જે ગવેષણા તરીકે ઓળખાતા.
- વધુ ગાયો વાળો વ્યકિત ગોમત (ધનવાન) કહેવાતો.
- ગાયોને જ ધ્યાનમાં રાખીને દોહનાર પુત્રી માટે દુહિતા તથા ઈચ્છા પૂર્ણ કરનારી ગાય કામદા અથવા કામધેનુ તરીકે ઓળખાતી.

સામાજીક વ્યવસ્થાનું માળખુ

| સમુહ | વડો | |
|---|---|---|
| પરિવાર/કબીલો | કુલપ | ઋગ્વેદિકકાળ |
| ગ્રામ | ગ્રામણી | |
| વિશ | વિશપતિ | ઉત્તરવૈદિકકાળ |
| જન | ગોપ યા રાજન | |
| જનપદ/મહાજનપદ | મહારાજ/સમ્રાટ | |

- સમાજમાં ચાર પ્રકારની વર્ણવ્યવસ્થા પ્રચલિત હતી (૧) બ્રાહ્મણ/પુરોહિત (૨) ક્ષત્રિય/સૈનિક (૩) વૈશ્ય/વેપારી (૪) શુદ્ર/દાસ.

ઋગ્વેદિકકાળમાં આ પ્રકારની વર્ણવ્યવસ્થાએ કર્મના આધારે સમાજમાં વણાયેલી હતી. જેમાં માન્યતા એવી હતી કે બ્રાહ્મણ વિરાટ પૂરૂષના મુખથી ક્ષત્રિય બાહુથી, વૈશ્ય સાથળથી અને શુદ્ર ચરણ થી ઉત્પન્ન થયેલા. પણ ઋગ્વેદના ૧૦ મંડળના જણાવ્યા મુજબ આ વર્ણવ્યવસ્થા કર્મના આધારે જ નક્કી કરાતી હતી. પુરોહીતનુ સ્થાન મોભાદાર સ્થાન ગણાતુ હતુ. જ્યારે કોઈ વ્યકિત કર્મકાંડ, જ્યોતિષ, તથા વેદોના અભ્યાસમાં પારંગત થાય તો તે બ્રાહ્મણ તરીકેની સેવાઓ આપતો, કોઈ અશ્ત્ર, શસ્ત્રની તાલિમ મેળવી લેતો તે ક્ષત્રિય કહેવાતો અને સૈન્ય સેવાઓ આપતો, કોઈ ને વેપારમાં રૂચિ હોય તો તે વૈશ્ય કહેવાતો અને છેલ્લે કોઈ પણ વિષય વસ્તુમાં પારંગત નથી તો તે દાસ રૂપે પોતાની સેવાઓ આપતો અને શરૂ કહેવાતો. જો આ વ્યવસ્થા કર્મ મુજબના હોત તો

વાલિયો લુંટારો જેનુ મુળનામ રત્નાકર હતુ તે મહાન ઋષિ વાલ્મિકી ના બની શક્યો હોત કારણ કે તે પોતે શુદ્ર હતો. અને મહાન તપસ્યા અને નારદઋષિ પાસેથી જ્ઞાન મેળવ્યા બાદ તે વાલ્મિકી ઋષિમાં પરાવર્તિત થયો એટલે કે તેનું કર્મ બદલાયું. આવુજ એક બીજુ ઉદાહરણ વિશ્વામિત્રનુ છે જે ક્ષત્રિયમાંથી બ્રાહ્મણ બન્યા જે પ્રથમ રાજા હતા ત્યારબાદ ઋષિ બન્યા. આમ ઋગ્વેદિક કાળમાં કર્મ પ્રમાણે પ્રચલિત બનેલ વર્ણવ્યવસ્થા ઉત્તરવૈદિક કાળ આવતા આવતા જન્મ પ્રમાણે બની ગઈ એટલે કે પુરોહિત, રાજા, વૈધ્ય પોતાના પુત્રોને પણ લાયકાત હોય કે ના હોય પદ પર બિરાજમાન કરી દેતા હતા જેના લીધે શુદ્રોની પરિસ્થિતિ દયનીય બની.

- આર્યોએ પોતાના આયુષ્યકાળને ચાર ભાગમાં વહેંચ્યો હતો. જેમાં ૧ ભાગ ૨૫ વર્ષનો ગણાતો કુલ ૧૦૦ વર્ષનું સર્વમાન્ય આયુષ્ય ગણાતુ.

(૧) બ્રહ્મચર્યાશ્રમ - જ્ઞાનપ્રાપ્તિનો સમયગાળો

(૨) ગૃહસ્થાશ્રમ - ગૃહસ્થજીવન, સંતાનપ્રાપ્તિ

(૩) પ્રોઢાશ્રમ - સામાજીક સેવા

(૪) સંન્યાસાશ્રમ - સંસારથી દુર એકાંતવાસ

આયુષ્યની આ પ્રણાલી આર્યોથી માંડી મોર્ય, ગુપ્ત તથા ગુજરાતમાં છેક સોલંકી વંશના રાજાઓ સુધી એજ પ્રમાણે રહી ચન્દ્રગુપ્તમોર્યે પણ છેલ્લે રાજગાદી બિંદુસારને આપી ચંદ્રપર્વત પર શ્રવણ બેલગોડા ગયાના પુરાવા મળેલ છે. તો તેજ રીતે ગુજરાતમાં મુળરાજ સોલંકી પણ રાજપાટ પોતાના પુત્ર ચામુંડરાજને આપી સરસ્વતી કિનારે સંન્યાસાશ્રમ ભોગવી અંતમાં પોતાના જીવનનો અંત આણ્યો હતો. આર્યોના આગમનથી ઉત્તરીભારતમાં આર્ય તેમજ જે લોકો આર્ય નહોતા તે અનાર્ય એમ બે ભાગ પડી ગયેલા અનાર્ય લોકો દાસ, દસ્યુ અથવા તો અસુરના નામથી ઓળખાતા તે ચપટા નાક વાળા હતા.

- દુધ તથા દુધની બનાવટો આર્યોના ભોજનનુ મુખ્ય અંગ હતુ, જેમ કે માખણ, દહી, છાશ વગેરે
- ભાત તથા રોટલી ઘી સાથે આરોગતા તેમજ 'યવ' નામનો હલવો/શીરો અનાજમાંથી બનાવીને આરોગતા હતા.
- યજ્ઞમાં બલીના ભાગરૂપે ચડાવવામાં આવતા બકરા તેમજ અન્ય પશુઓનું માંસ પણ આરોગતા હતા.
- ગાય તેમના માટે પવિત્ર પશુ હતુ જેને હંમેશા સંરક્ષણ પ્રાપ્ત રહેતુ.
- માદક દ્રવ્યોમાં સોમરસ તથા સુરાનો ઉપયોગ થતો હતો. સોમરસ એ હિમાલયમાં મળી આવતા સોમ નામના વૃક્ષના પાંદડામાંથી બનતુ માદક પીણુ હતુ જે ઈન્દ્રને બહુ પ્રિય હોવાનો ઋગ્વેદમાં ઉલ્લેખ છે.
- આનંદ પ્રમોદ માટે ઘોડાદોડ, શતરંજ, નાચગાન, રથદોડ, ધનુષ્યબાજી, તલવારબાજી નો વિશેષ ઉપયોગ થતો હતો.



આર્યોના સમયના બાંધકામમાં ખાસ કરીને લાકડા તથા ઘાસ ફુસનો વધારે ઉપયોગ થયેલો હશે જેથી તેના પુરાવા નહિવત પ્રાપ્ત થાય છે. કાષ્ઠમાંથી મહેલ બનાવવાની કલા મોર્યસામ્રાજ્ય સુધી પ્રચલિત હતી. ચંદ્રગુપ્તમોર્યએ પોતાનો રાજમહેલ આખો કાષ્ઠ (લાકડા) માંથી બનાવેલો હતો. જે કદાચ તે સમયે આખી દુનિયામાં એકમાત્ર એટલો ભવ્ય રાજમહેલ હતો તેવુ મેગ સ્થનીએ નોંધ્યુ છે. જ્યારે ફાહિયાન મગધની મુલાકાત લે છે ત્યારે તે આ કલાત્મક મહેલ જોતાજ વિસ્મયમાં પડી જાય છે. તે માનવા તૈયાર નથી હોતો કે આવી રચના કોઈ માનવ દ્વારા થઈ શકે.

**આર્યોની આર્થિક વ્યવસ્થા:**

- શરૂઆતમાં આજીવિકાનુ સાધન માત્ર પશુપાલન હતુ પરંતુ ધીમે ધીમે ખેતી તરફ વળ્યા. લોખંડના ઉપયોગથી ખેતીમાં ક્રાંતિ આવી હળને છ, આઠ કે બાર બળદ દ્વારા ખેંચવામાં આવતુ. કુત્રિમ નહેરોથી સિંચાઈ કરવામાં આવતી મતલબ કુવા કે તળાવ માથી નાની નીક દ્વારા પાણી પહોંચાડવામાં આવતુ.
- ઋગ્વેદિક કાળમાં ખેતીમાં બાધક એવા તીડોનો પણ ઉલ્લેખ મળેલ છે.
- ગાયનું વિશેષ મહત્વ હોવાથી ગાય એ વેપાર માટેનું સામાન્ય માધ્યમ બની ગયેલ હતુ. દસ ગાયોના બદલામાં ઈન્દ્રની એક મુર્તિ મળતી હતી.
- જાણવા મળેલ છે કે લોકો ઋણ પણ લેતા હતા અને તેનુ વ્યાજપણ ચુકવતા હતા તો આ પરથી ફલિત થાય છે કે ક્યાંક મુદ્રાઓનો પણ ઉપયોગ રહ્યો હશે.

**આર્યોની ધાર્મિક વ્યવસ્થા**

- આર્યોએ મરણોપરાંત જીવનમાં વિશ્વાસ રાખતા હતા. એટલે કે મૃત્યુબાદ યમ, સ્વર્ગ અને નરક બંન્નેનુ નિયમન કરે છે.
- આર્યો એ પ્રકૃતિદેવોને વધારે માનતા હતા જેમકે વાયુ, અગ્નિ, વરૂણ, પર્જન્ય, સોમ, પૃથ્વી, સુર્ય, અશ્વિન, પુષ્પ, ઈન્દ્ર વેગેરે તેમના પુજા પાત્ર દેવો હતા.
- વરૂણ એ આકાશના દેવતા તરીકે મનાતા હતા. જ્યારે ઈન્દ્રને મેઘના દેવતા તરીકે માનવામાં આવતા હતા. ઈન્દ્રએ સૌથી લોકપ્રિય દેવતા રહ્યા હતા.
- કર્મકાંડ, યજ્ઞોનુ વિશેષ મહત્વ હતુ. યજ્ઞમાં અગ્નિના માધ્યમથી પોતાના પ્રિય દેવતાને મનગમતી વસ્તુનુ બલીદાન આપી શકાય છે જેનાથી દેવતા પ્રસન્ન થાય તેવી વિશેષ માન્યતાના લીધે યજ્ઞનુ પ્રમાણ વધુ રહ્યુ હતુ.
- ઋગ્વેદમાં દશરાજ યુધ્ધ વિશે ઉલ્લેખ કરવામાં આવેલો છે. જેમાં રાજા સુદાસ પર કોપાયમાન થઈ ત્યાંથી ચાલ્યા ગયા કારણ કે સુદાસ મહર્ષિ વશિષ્ટ પ્રત્યે ખુબજ કૃતજ્ઞ હતા. આ ઘટના બાદ વિશ્વામિત્રે દશ વંશોને સુદાસના વિરૂધ્ધમાં ઉશ્કેરી એક મોટુ ષડયંત્ર રચ્યુ. પરંતુ મહર્ષિ વશિષ્ટની અને દેવરાજ ઈન્દ્રની સહાયથી રાજા સુદાસની સામે આ દશે રાજાઓની હાર થાય છે. આ ઘમાસાણ યુધ્ધમાં ૬૦૦૦ થી વધારે યોધ્ધાઓ મરાયા અને બાકીનાઓએ સુદાસની શરણાગતિ સ્વીકારી આ યુધ્ધબાદ ઋગ્વેદિક ભારત પર રાજા સુદાસનું અધિપત્ય સ્થાપ્યુ.
- ઋગ્વેદમાં રાજાને ગોપજનસ્ય અને પુરામભેતા (નગરો પર વિજય મેળવવા વાળો) કહ્યો છે.

(વધુ આવતા અંકે)

# નાગમતી નાગવાળો

## વાગડની અમર પ્રેમકહાની - ભાગ-૧

- મહાદેવ બારડ




પ્રભાતનો સુંદર સમય હતો. રાત્રીનો ઘેરો અંધકાર આકાશ ની કોઈ ઉંડી ઉંડી ગુફા મા ઉતરતો જતો હોય એવુ જણાતુ હતુ. અંધકારને સ્થાને પ્રકાશ પોતાની સત્તા જમાવવા લાગ્યો હતો. આખી રાત પોત પોતાના માળામા પુરાઈ રહેલા પંખીઓ મુક્તિ ની મોજ માણવા વાગડના વનરાજી મા કિલકિલાટ કરતા અંતરના આનંદ નો ઉભરો બહાર કાઢી રહયા હતા. આ વખતે કચ્છ વાગડ ના કાનમેર મા રાજા કાનસુર ભેદા ની વાઢમા ઠેર ઠેર ગાજી રહેલો છાસનો વલોણા ના ધ્રુસકો વાતાવરણને ધમધમાવી રહયો હતો. ગાયો ભેંસો જંગલ નુ લીલુ લીલું મનમાનીતુ ઘાસ ચરવાને સીમ ભણી ઉપડી ચુકી હતી.એ સમયે સમાજ ની તમામ ધન સંપતિ નો સમાવેશ પશુધન મા જ થઈ જતો હતો. પશુધન એ જ મોટા મોટું ધન મનાતુ હતુ જમીનદારો જાગીરદારો અને રજવાડા ની મહત્તા પણ એમની પાસે ના પશુધન પર થી જ અંકાતી હતી. જયારે બારે માસ ચારા પાણી સગવડ હોય એવી જગ્યા એ વાંઢ અથવા નેસ ના નામ થી ઓળખાતી. પશુ પાલકો અને જમીનદારો પણ આવા સ્થાન પર પોતાનુ  મેલાણ નાખી રહેતા. કાનમેર નો રાજા કાનસુર ભેદો પણ પોત પોતાની વાંઢ મા સવાર ના સુંદર સમયે એક લીમડા ના વુક્ષ નીચે દાતણ કરતો બેઠો હતો. રાજા સઘળી વાતે સુખી અને સમૃદ્ધ હતો.એને એક જ વાત નુ દુખ હતુ.

એને ત્યા સંતતિ ની ખોટ હતી. એણે અનેક સંતો મહંતો ની પ્રેમ પુર્વક સેવા કરી હતી. પરતુ એની ભક્તિ આજ સુધી એને ફળી ન હતી. આ દંપતિ ના અંતર મા સંતાન ની ખોટ ની ખટક રાત દિવસ કાંટા ની માફક ખટકી રહી હતી.

રાજા દાતણ કરતો બેઠો હતો એ વખતે એક વુદ્ધ યોગી અચાનક અહી આવી ચડ્યો. એના મસ્તક પર સફેદ બાલ ની મોટી જટા શોભી રહી હતી સવાર ના મદ મદ પવન થી ફરફર થતી દાઢી ના શ્વેત લાંબા બાલ યોગી ની ભવ્યતા મા ઓર વધારો કરી રહયા હતા.આજે અચાનક આ યોગીરાજ ને અહી આવી પહોચેલો જોઈ ને રાજા ઉમળકાભેર એમની સામે આવ્યો અને એમના પગ મા પડી બે હાથ જોડી ઉભો રહયો. યોગી રાજા ના મસ્તક પર આર્શિવાદ સુચક હસ્ત મુકી આગળ ચાલવા વધવા લાગ્યો. પરંતુ આજ નો દિવસ અહી જ રોકાઈ રહેવા રાજા એ અતિ નમ્રતાપૂર્વક એમને વિનંતી કરી. એની ભક્તિ જોઈ યોગી પ્રસન્ન થયા અને કંઈક માંગણી કરવા આજ્ઞા કરી. 'યોગીરાજ! હુ દરેક વાતે સુખી છુ. મારે ત્યા માત્ર સંતતિ ની ખોટ છે. અને એ દુખ થી મારુ જીવન આજે કડવું ઝેર બની ગયુ છે. પુષ્કળ માલ મિલકત નોકરો ચાકરો અને પશુધન નો માલિક છુ. છતા વાંઝીયાપણા ની ચિનગારી મારા અંતર મા અર્હોનિશ આગ જલાવી રહી છે. આવા જીવન કરતા મરણ મને વધારે ગમે છે.આટલુ કહેતા જ રાજા ની આંખો માથી એકધારો અશ્રુ નો પ્રવાહ ચાલવા લાગ્યો.

રાજા ની દુખદ સ્થિતિ જોઈ ને યોગી ને દયા આવી. દયાપુર્વક વાણી થી તે બોલ્યો-

રાજન! આજ થી તમો દંપતિ નાગદેવ ની પુજા કરી ને પછી ભોજન કરજો અને નાગદેવ ની કૃપા થી તમારી ઈચ્છા પૂર્ણ થશે એમ મને લાગે છે. અને તરત યોગી ત્યાથી વિદાય થઈ ગયા.બરાબર બાર માસ પછી યોગી પાછા આવ્યા ત્યારે કાનસુર ભેદા ને ત્યા નાગપદમણી જેવી એક અતિ સ્વરૂપવાન પુત્રી રમી રહી હતી. રાજા રાણી ના આનંદ નો હવે પાર રહયો ન હતો. એ પુત્રી એમને પુત્ર થી પણ વિશેષ પ્રિય હતી. આ બધો પ્રતાપ યોગીરાજ નો જ છે એમ જાણી આ દંપતિ એ યોગીરાજ ની અતિપ્રેમ થી પુજા કરી, બાલકુવરી ને યોગીરાજ ના ચરણો મા લોટાવી દીધી.યોગી બોલ્યા, આ કુંવરી નાગદેવ ની દયા થી તમો ને પ્રાપત થઈ છે.માટે એની નામ 'નાગમતી ' રાખવુ . આમ નામાકરણ વિધિ પુર્ણ થતા યોગી તરત જ પાછા પોતાના રસ્તે પડી ગયા.

નાગમતી જેમ જેમ મોટી થતી ગઈ , તેમ તેમ તેનુ સ્વરુપ ચંદ્ર ની ચડતી કળા ની પેઠે ખીલવા લાગ્યુ. એ સોળ વર્ષ ની થઈ ત્યારે ઈન્દ્ર ની અપ્સરા પેઠે એનુ યોવન અને લાવણ્ય ખીલી ઉઠ્યુ. નાગમતી ના અથાગ રુપ ની વાત ચારે તરફ ફેલાઈ ગઈ હતી. આ કારણ થી ચોતરફ થી તેના હસ્ત ગ્રહણ માટે માંગા આવવા લાગ્યા હતા.પરંતુ નાગમતી ના રુપ ની સરખામણી મા ઉભી શકે એવો કોઈ રાજકુમાર રાજા ની નજર મા આવતો ન હતો. રાજા કૃષિકળા નો જાણકાર અને કદરદાન હતો. નાગમતી કુમારી માટે યોગ્ય વર ની શોધ કરવા તેણે એક નવી જાત નો સ્વયંવર રચ્યો. રાજા એ જાહેર કર્યુ કે 'જે રાજકુમાર ખેતી ની કળા મા સોથી શ્રેષ્ઠ નીવડશે તેને હુ મારી કન્યા પરણાવીશ.,

આ કસોટી એવા પ્રકાર ની હતી કે એક પ્રાજા ધરતી મા હળ વડે સીધી 'દોરીછટ' ચાસ પાડવા. એ તમામ ચાસ એવા સીધાદોર હોવા જોઈએ કે ચાસ ની વચ્ચે એક છેડે મુકેલી સોપારી બીજા છેડે થી ચોખ્ખી જોઈ શકાય. કસોટી આકરી હતી . આવા એક સરખા સીધા ચાસ પાડવા એ કાંઈ બચ્ચા ના ખેલ નથી. આ પરીક્ષા પસાર કરવા માટે અહી રાજકુમારો માટે કૃષિકળા શિખવાની એક ખાસ સંસ્થા ખોલવા આવી. નાગમતી કુમારી ના હસ્તગ્રહણ ની ઉમેદવારી માટે આવેલા રાજકુમારો અહી કૃષિકળા નો અભ્યાસ કરવા લાગ્યા. આ વખતે કચ્છ દેશ પર ઓચિંતી એક અણધારી આફત આવી પડી આખો દેશ દુષ્કાળ ના ભયંકર પંજા મા ઝડપાઈ ગયો. પશુ પાલકો માટે દુષ્કાળ જેવી કોઈ મહાન આફત નથી અને વાગડ જેવા પ્રદેશ મા જયા દુષ્કાળ ના સમય મા માણસો માટે પાણી પીવા ના સાંસા પડે ત્યારે ઢોરો નુ તો પૂછવું જ શુ? પોતાની લાડીલી ગાયો ભેંસો ને દુષ્કાળ ના જડબા માથી બચાવી લેવા માટે રાજા એ વાગડ ની ભુમી નો ત્યાગ કરી ગુજરાત તરફ ઉપડી જવા નો વિચાર કર્યો. બરાબર એજ સમયે એક ચારણ અહી આવી પહોંચ્યો અને રણ ની પેલી પાર આવેલી સમિયાણા ની ધરતી ના પેટ ભરી ને વખાણ કરવા લાગ્યો.

લાખેણુ લીલું ભલું, સમિયાણુ શુભ સાર,
રજવાડુ રિદ્ધિ ભર્યુ, બહોળો હાટ બજાર,
લાડકવાયા લોક, મીઠા બોલા માનવો,

સમિયાણા ની નદનવન જેવી ઘાસ ચારા થી ભરપુર ભુમી ની વાતો સાંભળી રાજા એ પોતાની તમામ આથો સાથે ત્યા જવાનો નિશ્ચય કરી લીધો. બીજે જ દિવસે રાજા નો તમામ રસાલો તૈયાર થઈ ગયો. ગાયો ભેંસો વગેરે પુષ્કળ પશુધન સાથે આ લોકો રણ ઓળંગી આગળ ચાલ્યા અને કેટલેક દિવસે મજલ દર મજલ કરતા સમિયાણા ની સીમ મા આવી પહોંચ્યા લીલી નાગરવેલ જેવી આ ભુમી જોઈ ને બધા જ ને આનંદ નો પાર રહયો નહી. એમના ઢોરો અહી નિરાંતે ચરવા લાગ્યા. અહી લીલુ ઘાસ આનંદે ચરી ને આ પ્રાણીઓ દુષ્કાળ ભુખ દુર કરવા લાગ્યા. હજારો ઢોર ના ટોળા સમિયાણા ની સીમ ને સાફ કરવા લાગ્યા.

આ સમયે સમિયાણા મા કાઠી રાજા ધમરવાળા ની રાજ સત્તા હતી.ધમરવાળો એક ધર્મનિષ્ઠ અને ઉદાર રાજા હતો. એના રાજ મા માગ્યા મેહ વરસતા. હમણા જયારે કચ્છ વાગડ અને બીજા કેટલાક પ્રદેશ મા ભયંકર દુષ્કાળ ના ઓળા ઉતરી રહયા હતા ત્યારે ધમરવાળા ના રાજ મા લોકો લીલા લહેર કરી રહયા હતા. અહી ની તમામ સીમ લીલીછમ ખેતરો અને વિપુલ ઘાસચારા થી છલકતી હતી ધમરવાળા ને સંતતિ મા એક નો એક પુત્ર હતો. તેનુ નામ નાગવાળો. નાગવાળો રૂપ અને ગુણ ના ભંડાર સમાન હતો. યુવાન હતો. આણલદેવી નામે એક રાજકુમારી સાથે એના લગ્ન થયા હતા. પરતુ આણલદેવી અને નાગવાળા વચ્ચે સાચો સ્નેહ સબંધ જાગૃત થતો ન હતો. આણલદેવી સ્વરૂપવાન તો હતી. પરતુ એથી વધારે ઉગ્ર હતી. એની આ ઉગ્રતા પતિ પત્ની વચ્ચેની સ્નેહ ગાંઠ દઢ થવા દેતી ન હતી.

રાજકુમાર નાગવાળો દરરોજ સવારે એકલો ઘોડે બેસી ને પોતાનો ઘોડો ફેરવવા નિકળી પડતો હતો. આજે એ ફરતો ફરતો જયા વાગડ કચ્છ ના કાનસુર ભેદા ની છાવણી પડી હતી ત્યા આવી પહોંચ્યો. જુએ છે તો આખી સીમ આ દુકાળીયા ઢોરો એ ખાઈ ને સફાચટાક કરી નાખી હતી. સમિયાણા ની લીલીછમ ભુમી ને આ લોકો એ ઉજ્જડ જેવી બનાવી દીધી હતી. સુંદર હરીયાળી ભુમી કાળી ભાઠ બની ગયેલી જોઈ ને નાગવાળા નુ અંતર ચણચણી ઉઠ્યુ એણે એકદમ પોતાના પાણીદાર ઘોડા ને કાનસુર આભાર – નિહારીકા રવિયા ભેદા ની છાવણી મા દાબી દીધો. સમિયાણા ના રાજકુંવર ને આવતો જોઈ ને કાનસુર ભેદા ના તમામ સરદારો તેની સામે આવ્યા. (નાગવાળા ના જન્મ વિષે એવી કથા ચાલે છે કે એના પિતા ધમરવાળા ને મોટી ઉમર સુધી સંતાન પ્રાપ્તિ ન થવા થી તેણે નાગદેવતા પર તપ કરવા માડયુ. આથી પ્રસન્ન થઈ ને નાગદેવતા એ તેને વરદાન માગવા કહયુ. ધમરવાળા એ સંતાન પ્રાપ્તિ ની પોતાની ઈચ્છા વ્યકત કરી . એ વખતે નાગદેવતા એ કહ્યુ કે વાળારાજ તમારા નસીબ મા સંતાન સુખ તો લખેલુ જ નથી . પણ મારા થી વચન અપાઈ ગયુ છે તો હવે હુ પોતે તમારા ઘરે પુત્ર રુપે જન્મ લઈશ . આ રીતે ધમરવાળા ને ત્યા નાગવાળા નો જન્મ થયો. અને નાગદેવતા ની બે નાગણીઓ આણલદે અને નાગમતી રૂપે જમીન પર અવતરી) અને એને ઘણા જ માનપૂર્વક વંદન કરી કાઠી રાજા ના તંબુ મા લઈ આવ્યા. રાજા એ પણ સમિયાણા ના રાજકુંવર નાગવાળા નો ખુબ સત્કાર કર્યો અને આજ નો દિવસ અહી રોકાઈ રહેવા અને આગ્રહ કર્યો. પારકી સીમ પરવાનગી વગર ચારવી એનો અર્થ શુ તે રાજા સારી પેઠે સમજતો હતો. પારકી સીમ ચારવી તે ઉધારા કજીયા લેવા જેવુ હતુ. આજે સમિયાણા નો રાજકુંવર અહી અચાનક આવી ચડેલો હોવાથી વાત ને વણસી જતી બચાવવા માટે રાજા એ એની ખુબ આગતા સ્વાગતા કરતા સમિયાણા ની સીમ ચરાવી દેવા બદલ માફી માગી અને તેઓ તરત જ અહી થી ઉપડી જવા માંગે છે તેની ખાતરી આપી. આ લોકો ની આટલી બધી નમ્રતા જોઈ ને નાગવાળા નો ક્રોધ ઉતરી ગયો. રાજા ની વિનંતી ને માન આપી ને આજ બપોર સુધી અહી રહેવા ની કબુલાત આપી. રાજકુમાર આજે અહી જ ભોજન લેવાના હોવાથી કાનસુર ભેદા ની છાવણી મા આનંદ નો પાર રહયો નહી. રાજકુમાર ના સત્કાર માટે ઉત્તમ પ્રકાર ના ભોજન ની તૈયારીઓ ચાલવા લાગી. ભોજન તૈયાર થઈ જતા બધા જ જમવા બેઠા.

## ઐતિહાસિક કથા

રાજકુમાર નાગવાળા ને રુપા ના બાજોઠ ઉપર બેસાડવા મા આવ્યો. રાજકુમારી નાગમતી એ એને સોના ના થાળ મા વિવિધ પ્રકાર ની વાનગીઓ પીરસવા લાગી. નાગમતી આ વખતે સંપુર્ણ યૌવન મા આવી ચુકી હતી. યૌવન ના મલયનિલે એના અંગે અગ મા કંઈક અજબ રુપ અને માધુર્ય ભરી દીધા હતા. શરદ ના ચદર જેવું એનુ મુખમંડળ જાણે ખરેખર અમૃત વરસાવતુ હોય એવુ જણાતુ હતુ. એના કઠ મા વીણા નો મીઠો રણકાર રણકી રહયો હતો. આ વખતે નાગમતી પર રાજકુમાર નાગવાળા ની નજર પડી ચારે આંખો એકમેક બની. બન્ને એ બન્ને ની આખો વાંચી લીધી. કદી નહી અનુભવેલી એવી લાગણી ઉભય ના અંતર મા જાગી ઉઠી. આ અલ્પ સમય નુ મિલન કો યુગ યુગ ના સબંધ ની સ્મૃતિ જાણે તાજી કરી રહયુ હતુ.ભોજન કાર્ય થી પરવારી થોડો આરામ લઈ રાજકુમાર નાગવાળો પોતાને પંથે પડયો. એ તો ચાલવા લાગ્યો. પરંતુ એના હદય રાજા ની છાવણી મા નાગમતી ની આસપાસ ભટકી રહયુ છે. એ નાગમતી ના રુપ અને માધુર્ય મા એવુ અટવાઈ ગયુ હતુ કે એમાથી કોઈ પ્રકારે મુકત થઈ શકાતુ ન હતુ. નાગવાળો ખોવાયેલા હદયે રાજમહેલ મા પહોંચ્યો. કોઈ ની સાથે કશી પણ વાતચીત કર્યા વગર તે એકદમ પલંગ પર આવી પડ્યો. એની આંખો નાગમતી ની છબી જોવા લાગી. એના કાન મા નાગમતી ની મીઠી વાણી ના મધુર શબ્દો નો એ પલંગ પર એક પડખે આડો પડી ને રાજમહેલ ની ભીત પર નખ વડે નાગમતી નુ ચિત્ર દોરવા લાગ્યો. નાગવાળો પોતાની ધુન મા મસ્ત બની નાગમતી નુ ચિત્ર દોરી રહ્યો હતો. ત્યા એની સ્ત્રી આણલદેવ આવી પહોચી. નાગવાળો આજે શૂન્યમનસ્ક બનેલો જોઈને તરત એની પાસે આવી હતી. એ છાનીમાની નાગવાળા ની પાછળ ઉભી રહીને એ શુ કરે છે તેનું નિરીક્ષણ કરવા લાગી. અલ્પ સમય મા જ જોઈ લીધુ કે નાગવાળો ભીત પર કોઈ રૂપ સુંદરી નુ ચિત્ર દોરી રહ્યો હતો. આ જોઈ ને આણલદેવી ના હ્રદય પર આઘાત નો ફટકો લાગ્યો. આણલદેવી ને તેના રુપ નુ ગુમાન હતુ. નાગવાળો એને છોડી ને કોઈ અન્ય સુંદરી નુ ધ્યાન ધરે તે એને માટે અસહ્ય હતુ. જેમ જેમ ભીત પર નાગમતી ની છબી ચીતરાતી જતી હતી . તેમ તેમ આણલદેવી વધુ ને વધુ અસ્વસ્થ બનતી જતી હતી. આખરે એના હ્રદય ની ધીરજ નો અત આવ્યો. એ બોલી ઉટી:

નાગ ઉપરાઠો કા સુએ, નખ ચીતરે ભિત?
મુથી રુપાળી ગોરડી, કઈ ચડી છે ચિત્ત?
ઓ નાગવાળા! તુ આમ અધુકડો બની કેમ સુતો છે?
તુ તારા નખ વડે ભીંત પર શુ ચિતરીરહયો છે?
મારા થી રૂપાળી કઈ રમણી તારા ચિત્ત મા ચડી છે?

નાગવાળો પોતાની ધુન મા જ રચ્યોપચ્યો હતો. આણલદેવી ના શબ્દો એને માટે અરણ્યરુદન સમાન હતા. એણે કશો જવાબ આપ્યો નહી. ઉચી આખ કરી ને પણ જોયુ નહી. આણલદેવી થોડો વખત શાન્ત રહી. વળી તે બોલી ઉઠી:

આભા મંડન વિજળી, ધરતી મંડન મેહ,
નરા મંડન નાગડો, સ્ત્રીઆ આણલ દે.

આકાશ નો શણગાર વિજળી છે. ધરતી નો શણગાર મેઘ છે. પુરૂષો ના શણગારરુપ નાગવાળો છે. તેમજ સ્ત્રીઓમા આણલદેવી છે.આણલદેવી ની આ વાત નાગવાળા ને ગમી નહી. એની અભિમાન ભરેલી વાણી નાગવાળા ના હ્રદય મા ખુચવા લાગી. તે તરત બોલી ઉઠયો:

આણલદે અહંકાર, કાયાનો કરી એ નહી,
ઘડીયલ કાચે ગાર, માટી મા જાણે મળી.

અરે આણલદેવી! આ કાયા નો અહંકાર કરવો વાજબી નથી. કાયા તો કાચી માટી વડે જ ઘડાયેલી છે અને માટી મા જ મળી જશે.નાગવાળા નો આવો વિચિત્ર ઉત્તર સાંભળી આણલદેવી નિરાશ થઈ ને એની રુપ ની પ્રશશા એ નાગવાળા પર સીધી અસર કરવા ને બદલે ઉલટી જ અસર કરી તેથી એ ઝંખવાણી પડી ગઈ. નાગવાળા ને માટે એના અંતર મા કચવાટ પણ પેદા થયો. એ એક શબ્દ નો ઉચ્ચાર કર્યા વગર તરત જ ત્યાથી સરકી ગઈ. નાગવાળો જેમનો તેમ નાગમતી ના જ વિચારો કરતો ત્યા જ બેસી રહયો. નાગમતી ની મનોહર મૂર્તિ એ આજે એના પર કઈ અજબ જાદુ કર્યુ હતુ.

નાગમતી જેવી કામણગારી કામીની એણે આજ પહેલા કયાંય જોઈ ન હતી. એની નાજુક હરણી જેવી ચપળ આંખો પહેલા કયાય જોઈ ન હતી.

એની નાજુક હરણી જેવી ચપળ આંખો નાગવાળા ની આંખો મા રમી રહી હતી. એનુ હદય આજે અનેક કલ્પનાઓ ના ડુંગરો અને ખીણો મા અટવાઈ ગયુ હતુ. એજ સ્થિતિ મા કયારે સાંજ પડી કયારે રાત પડી અને કયારે પાછા પ્રભાત મા ચોઘડીયા વાગ્યા તેનુ પણ એને ભાન રહયુ નહી.

સવાર પડતા જ તેણે પાછો પોતાનો પાણીદાર અશ્વ પર સવાર થઈ ગયો અને આખી રાત હદય મા રમી રહેલો નાગ કન્યા જેવી લાવણ્યવતી નાગમતી કુમારી ના પ્રત્યક્ષ દર્શન કરવા તેણે પોતાના માનીતા ઘોડા ને કાનસુર ભેદા ની વાંઢ તરફ મારી મુક્યો. રસ્તા મા એક રૂપાળું સરોવર આવતુ હતુ. આ સરોવર કિનારે સુર્યદેવ નુ મંદિર હતુ. કાઠી લોકો સુર્ય ના પુજારી હોવાથી નાગમતી કુમારી દરેક સોમવારે સવારે પોતાની એક દાસી સાથે અહી આવતી અને સરોવર મા સ્નાન કરી સુર્યદેવ ની પુજા કરતી હતી. આ સરોવર અને સુર્યમદિર જંગલ મા આવેલા હોવાથી અહી કોઈ માણસ નો પગરવ ભાગ્યે જ જોવામા આવતો.

આજે સોમવાર હોવાથી નાગમતી સવારમાં જ અહી આવી પહોચી હતી. દાસી સુર્યદેવ ના પુજન માટે જંગલ મા ફુલ વીણી રહી હતી. નાગમતી નિશ્ચિત બની સરોવર મા સ્નાન કરી રહી હતી. નાગવાળા ની મનોહર મૂર્તિ એ એના અંતર પર એટલી જ ઉડી અસર કરી હતી. કદી ન જાગેલી એવી ભાવનાઓ આજે એના અંતર મા જાગી ઉઠી હતી. કદી ન અનુભવેલી એવી હદય વેદના આજે એ અનુભવી રહી હતી. આજ ની રાત્રી જેમ નાગવાળા એ નાગમતી ના પ્રેમ મા તલપાપડ બની ને પસાર કરી હતી. તેમ નાગમતી પણ આખી રાત પાણી વગર માછલી તરફડે તેમ તરફડી રહી હતી. ઊંઘ અને આરામ આજે એના થી દુર દુર નાશી ગયા હતા. આથી આજ એ વહેલી હતી નાગવાળા નો થનગનતો અશ્વ આજે એના અંતર મા પણ જાણે થનગની રહયો હતો. નાગવાળા જેવો અપાર ક્રાન્તિવાળો પુરુષ પુગવ એણે કદી નિહાળ્યો ન હતો. આથી સ્નાન સમયે પણ નાગવાળા ના મધુરા સપનો સેવી રહી હતી. બરાબર એજ સમયે નાગવાળો પોતાના અશ્વ ને નચાવતો અહીંથી પસાર થયો. અશ્વ તરસ્યો હોવાથી એ સરોવર ના આરા તરફ આગળ વળવા લાગ્યો. નાગવાળા એ પણ હાથ માથી લગામ અશ્વ ની ગરદન પર છોડી દીધી અને એને પાણી પીવા માટે એની ઈચ્છાનુસાર જવા દીધો.

આ વખતે અચાનક નાગવાળા ની નજર સરોવર મા સ્નાન કરી રહેલી નાગમતી પર પડી. પરસ્પર ઓળખાણ પડતા જ ચારે આંખો જાણે ચોટી ગઈ. એકાકાર બની ગઈ. તરત જ નાગમતી એ પોતાની નજર પાછી ખેંચી લીધી. ચંદ્ર સમાન સ્વચ્છ એના વંદન પર શરમ ના શેરડા પડી ગયા મુખમડળ લાલચોળ થઈ ગયુ. નજર પાણી મા પેસી ગઈ. શુ કહેવુ એ બે માથી કોઈ ને સુઝયું નહી. ઉભય પ્રેમીઓ ના હ્રદય નુ રકત ધસારાબધ વહેવા લાગ્યુ. બન્નેની વચ્ચે આવી રહેલો શરમ નો પડદો બંનેની વાણી ને દબાવી રહયો હતો. ગુંગળાવી રહયો હતો.નાગવાળા નો ઘોડો પાણી ને જોઈ ને મસ્ત બની ગયો હતો. ઘોડો પાણી મા આગળ ને આગળ ચાલ્યો જતો હતો. નાગવાળા નુ હદય નાગમતી તરફ વધતું જતુ હતુ. નાગમતી સરોવર મા સ્નાન કરી રહી હતી.નાગવાળો નાગમતી ના રૂપ ના સરોવર મા સ્નાન કરી રહયો હતો. ઘોડો પાણી દેખી મોજ મા આવી ગયો હતો. ત્રણેય પોતપોતાનો મસ્તી ના રગ મા રંગાઈ ગયા હતા.

જળ તરસ્યો જુવાન, જળ દેખી જળ મા પડયો,
બીજે પાખર પલાણ, નેણે નાગમતી રમે,

આ વખતે નાગવાળા એ નાગમતી બોલાવવા માટે એક નવી યુકિત શોધી કાઢી એણે આંગળી એ પહેરેલો વેઢ પાણી મા સરકાવી દેતા કહયુ. કે ' નાગમતી કુમારી મારો વેઢ હમણા જ પાણી મા પડી ગયો છે. તમે જરા શોધી દેશો.? નાગમતી જવાબ શુ આપવો તેનો વિચાર કરી રહી હતી. એટલા મા એક નવિન ઘટના ઘટી.

(વધુ આવતા અંકે)

# હિંમતભાઈ પનારા

- ઋષિ પંડયા



આજે પરિચયગાથાના આ પ્રકરણમાં આપણે એક એવા એન્ટિકકલેક્ટરનો પરિચય કરીશું જેઓ પોતાના પરિચય પહેલા પોતાના કલેક્શનનો શ્રેય પોતાના પરિવારને એમ કહીને વહેંચે છે કે પરિવારનો સાથ ના હોય તો આ શોખ પાળવો શક્ય નથી, પરિવાર થકી જ શક્ય છે નહિતર "કલેક્શન અંદર અને આપણે ઘરની બાર" વાત કરીએ છીએ અમદાવાદના હિંમતભાઈ પનારાની, ૩૯ વર્ષ ચિત્ર અને વ્યાયામ શિક્ષક તરીકે સેવા આપ્યા બાદ એક વર્ષ પહેલા રિટાયર થયેલા હિંમતભાઈને તાંબા, પિતળ અને અન્ય ધાતુઓની અવનવી વસ્તુઓ એકઠી કરવાનો શોખ છે. નાનપણથી અલગ/યુનિક પ્રકારની વસ્તુઓ પ્રત્યે આકર્ષણ ધરાવતા અને તેનો સંગ્રહ કરવાનું વિચારતા હિંમતભાઈએ આપ કમાઈ ચાલુ થતા ૧૮-૨૦ વર્ષ પહેલા ચાર ધાતુની કીટલીથી પોતાના સંગ્રહની શરૂઆત કરી. પારિવારિક, આર્થિક અને સામાજિક જવાબદારી વચ્ચે પણ આ શોખને ઓછાવત્તા પ્રમાણમાં તેઓએ જીવિત રાખ્યો અને છેલ્લા ૭-૮ વર્ષમાં આ શોખને ખુબજ સારી માત્રામાં વિકસાવ્યો.

આજે તેમના ધાતુની વસ્તુઓના કલેક્શનમાં ૬૦થી ૧૦૦ વર્ષ જૂના હુક્કા-ચિલ્લમ, તાંબા-પિતાળનાં રમકડાં, એનીમલ ફિગર્સ, એન્ટીક વાસણો, તાંબા-પિતાળની મુર્તીઓ, બળદગાડું-ઘોડાગાડી, રસોડા અને ધારવઘરી જેવા ધાતુના રમકડાં, બ્યૂગલ, જૂના રેડીયો, અલગ અલગ ધાતુના દીવા, હીચકની તાંબાપિતાળની સાકળ, બાળકોના ચાંદીના ઘૂઘરા, પાનદાનીફૂલદાની, ઘૂઘરા વાળા વેલણ, વણઝારાના ઘરેણાં, પેનસ્ટેન્ડ, ખાડીયા, જૂની મશાલ,જૂના પીરસવાના વાસણોવગેરે વસ્તુઓ છે, પરંતુ રેલવેની જૂની ટોર્ચ, બખતરના માથાના આકારનો રેડીયો, ગૌમુખ આકારનો લાંબા સમય સુધી ચાલતો દીવો અને જાનવરોના સિંગડા પર પેહેરાવવામાં આવતી ધાતુના ઘુઘરાવાળી સીંગડી તો ખરેખર જોવાની મજા આવીજાય અને કદાચ અત્યારની પેઢીએ એવું કઈ ભાગ્યેજ જોયું હશે. આ ઉપરાંત હિંમતભાઈનું સીક્કાઓનું કલેક્શન ખુબજ સુંદર છે, સીકકાઑ ખુબજ વ્યવસ્થીત રીતે વર્ષ અને સિકવન્સ પ્રમાણે ગોઠવેલા છે, તેઓ પાસે જૂના રજવાડી સમયના સિક્કાથી લઈને તાંબાપિતાળના પૈસા અને અલગ અલગ છાપવાળા સિક્કાથી લઈને તાજેતરમાં બહાર પડેલા કલેક્શનના સિક્કા સુધીના દરેક સિક્કા જોવા માળે છે અને તેઓ સિકવન્સમાં ખૂટતા સિક્કા મેળવીને પોતાનું કલેક્શન પૂરું કરવા સતત પ્રયત્ન કરે છે. હિંમતભાઈ કહે છે, આ પ્રકારનુંકલેક્શન આવતી પેઢી માટે માહિતીનો ખજાનો છે અનેતેઓ પણ પોતાનું આ બહોળું કલેક્શન આવતી પેઢીને આપવા માગે છે



## સાત ધાનનો ખીચડો

QUEEN'S KITCHEN

વાનગીનો પ્રકાર : ગુજરાતી
વ્યંજનનો પ્રકાર : મુખ્ય ભોજન
મુખ્ય સામગ્રી : મગ, મસૂરની દાળ, મઠ, ચોળા, ચણા, છડેલાં ઘઉં, બાજરી

સર્વીંગ : ૬ થી ૮ વ્યક્તિ માટે
પુર્વતૈયારી : ૭ થી ૮ કલાક
લેવલ ઓફ કુકીંગ : મધ્યમ
બનાવવામાં લાગતો સમય : ૨૦ થી ૩૦ મિનિટ

**સામગ્રી : (ચેક-લિસ્ટ ફોર્મેટ)**

**સામગ્રીઃ- ( ૨ ટેબલ સ્પૂન મગ , ૧ ટેબલ સ્પૂન મસૂરની દાળ, ૧ ટેબલ સ્પૂન મઠ, ૧ ટેબલ સ્પૂન ચોળા, ૧ ટેબલ સ્પૂન ચણા, ૧૦૦ ગ્રામ છડેલાં ઘઉં, ૫૦ ગ્રામ બાજરી, ૨ ટેબલ સ્પૂન તેલ, ૨ નંગ મધ્યમ કદની સમારેલી ડુંગળી, ૨ ટેબલ સ્પૂન ધાણા જીરૂ, ૧/૨ ટેબલ સ્પૂન લાલ મરચાનો પાવડર, ૧ ટેબલ સ્પૂન ગરમ શાક મસાલો, ૧/૨ ટેબલ સ્પૂન હળદરનો પાવડર, ૧ ટેબલ સ્પૂન રાઈ તથા જીરૂ, ૧/૪ ટેબલ સ્પૂન હિંગ, ૧ ૧/૨ ટેબલ સ્પૂન આદુ, મરચા, લસણની પેસ્ટ, ૧/૪ ટેબલ સ્પૂન સાજીના ફૂલ**

**બનાવવાની પદ્ધતિ :**

૧) ૧ લીટર હૂફાળા પાણીમાં મગ, મઠ, ચણા, ચોળા, મસૂરની દાળ, છડેલા ઘઉં તથા બાજરીને ધોઈ હૂંફાળા પાણીમાં ૭થી૮ કલાક પલાળી રાખો. પલાળતી વખતે તેમાં ૧/૪ ટેબલ સ્પૂન સાજીના ફૂલ નાખી દો.
૨) બધુ બરાબર પલળી ગયા બાદ પ્રેસર કૂકરમાં ૨ ટેબલ સ્પૂન તેલ મૂકી તેમાં ૧ ટેબલ સ્પૂન રાઈ-જીરૂ તથા હિંગ મૂકી વઘાર કરો.
૩) વઘાર આવી ગયા બાદ તેમાં ટુકડા કરેલી ડુંગળી નાખો.ડુંગળીને થોડી ગુલાબી થવા દો.
૪) ડુંગળીનો રંગ બદલાઈ જાય પછી તેમાં આદું, મરચા, લસણની પેસ્ટ નાખો. ૧ મિનિટ તેને હલાવો.
૫) પછી તેમાં હળદર પાવડર, ધાણાજીરૂ પાવડર, લાલ મરચા પાવડર નાખી હલાવો.
૬) ત્યાર બાદ તેમાં પલાળેલા કઠોળ, છડેલા ઘઉં, બાજરી નાખી બધુ એક રસ થાય ત્યાં સુધી હલાવો.
૭) પછી તેમાં ૫૦૦ થી ૭૦૦ મીલી લીટર પાણી નાખો સાથે સ્વાદ મુજબ મીઠું નાખીને હલાવી લો.
૮) પછી મધ્યમ આંચે ગેસ પર કુકર રાખીને ૩ થી ૪સીટી વગાડો.
૯) કૂકર ઠરી ગયા બાદ તૈયારા ખીચડા પર કોથમીર નાખી ખીચડાને ઘોળેલા દહીં સાથે પીરસો.

For More Details :
http://queenskitchen.in

# વાત વતનની



વર્ષ ૧૯૮૧માં કચ્છથી મુંબઈ અભ્યાસાર્થે આવ્યો અને પછી મોહમયી મુંબઈનાં ફંદામાંથી મુક્ત જ ન થઈ શક્યો. પરંતુ વતનનો પ્રેમ હૃદયમાં એવો જ ધબકે છે.  સમય અને સમજણ સાથે વતનનો નાતો મજબૂત થયો છે. વિજ્ઞાનની પ્રગતિ સાથે કચ્છ વિકાસની કેડીએ આગળ વધી રહ્યું છે તેનાથી આનંદ થાય છે પરંતુ જ્યારે વિરાસતની વાત આવે છે ત્યારે ખૂબ જ દુઃખ થાય છે. ૪૫,૬૦૦ વર્ગ કી.મીમાં ફેલાયેલું કચ્છ ઐતિહાસિક વારસાની બાબતે ખુબ જ સમૃદ્ધ છે. ધોળાવીરા, કંથકોટ, કોટાય મંદિર, કિલ્લાઓ, જૈન દેરાસરો, વાવ, પાળિયા, મહેલો વગેરે ઉપરાંત આવા અનેક સ્થાપત્યો અને સાંસ્કૃતિક કલા-કારીગરી કચ્છમાં હાજર છે.

કચ્છનું સંગ્રહાલયએ ગુજરાતનું સૌથી જૂનું સંગ્રહાલય છે. સરકારી બેદરકારી દરેક જગ્યાએ આંખે ઊડીને વળગે છે. કેરાનું શિવમંદિર, ભુજની વિશ્વ વિખ્યાત છતરડીઓ, ભૂજીયો કિલ્લો અને બીજા અનેક સ્થાપત્યો જાળવણીનાં અભાવે નાશ થવાને આરે છે. ગુજરાત તેમજ કેન્દ્ર સરકારનાં પુરાતત્વ વિભાગે આ બાબતે ખાસ દરકાર લઈને સત્વરે આપણા ઐતિહાસિક ધરોહરની જાળવણી થાય તે માટે પગલા લેવા જોઈએ. ફક્ત જાળવણી જ નહીં પણ પ્રજામાં વારસા વિષે જાગૃતિ ફેલાય તેના માટે હેરિટેજ વોક, હેરિટેજ પ્રવાસો તેમજ અન્ય વિવિધત્તમ કાર્યક્રમો નિયમિત થવા જોઈએ. મારા પરમ મિત્ર કપિલ ઠાકર, કચ્છનાં અને સમગ્ર ગુજરાતનાં ઐતિહાસિક વારસાનાં જતન માટે દિલોજાનથી પ્રયત્ન કરી રહ્યા છે, એ સરાહનીય છે. યુવાનો વધારે સંખ્યામાં તેમની સાથે જોડાય તો કામ સરસ રીતે થઈ શકે.

"મુંજી માતૃભૂમિ કે નમન"

**ધર્મેશ ગોપાલજી ભાનુશાળી**
**ઘાટકોપર, મુબઈ**



Built and natural heritage, art and culture, intangible and tangible heritages of Gujarat are rare and unique. They define our identity as Gujaratis and provide our diversity a mirror. Each one of us must come forward to preserve our heritage and do our part. Respect for and preservation of heritage starts at home.

**- Guari Krishanan,**
Art Curator, Singapore



Gujaratis settled overseas always carry their native homeland in their hearts. I came to understand this fervor when I moved to Singapore 20+ years back. Going beyond our heritage the well being of the state also envelops our thinking. The prospect of visiting Gujarat includes several facets from celebrations in the family to offering prayers at the temples, experiencing the emerging trends in the state to enjoying the Gujarati arts and culture – it is all enticing for the quintessential Gujarati.  I cherish Gujarati music programmes, plays and exhibitions of all kinds whenever I visit Ahmedabad which is often twice or thrice a year. To me, the Gujarati cultural heritage is all  inclusive from the food to performing arts, and various festive celebrations as well as the language enriching talks and includes connecting with the voluntary organizations which undertake sustainable development of smaller communities. These are also the aspects which entice many visiting Gujaratis to stay connected to the essence of Gujarati culture.

**- Parul Trivedi Shah, Singapore**
Media Professional

# શોધો અને જીતો

"અતુલ્ય વારસો" દ્વારા વાચકમિત્રો માટે એક નવા પ્રકરણનો પ્રારંભ કર્યો છે જેમાં આ અંકમાં પ્રસિદ્ધ થયેલા લેખોમાંથી જ પ્રશ્નો તૈયાર કરવામાં આવ્યા છે અને જેનો જવાબ શોધી આપશ્રીએ અમોને ઈમેલ (atulyavarso@gmail.com) અથવા વોટ્સઅપમાં (+૯૧ ૯૮૨૫ ૧૨૯ ૭૦૩) મોકલી આપવા. સાચા જવાબ આપનાર વાચકને એક વર્ષનું લવાજમ ફ્રી* આપવામાં આવશે.

**૧) મધ્યપ્રદેશમાં આવેલ ભીમબેટકા શા માટે પ્રખ્યાત છે?**
☐ ગુફાચિત્રો ☐ પ્રાચીન બાંધકામ ☐ શિલાલેખ ☐ શિલ્પો

**૨) જેમ કચ્છનું ધોળાવીરા તેની જળ સંગ્રહની સુવ્યવસ્થા માટે જાણીતું છે તેમ બીજી કઇ પ્રાચીન સભ્યતા તેની જળવ્યવસ્થા માટે સુપ્રસિધ્ધ હતી?**
☐ પેટ્રા (જોર્ડન) ☐ મિસર ☐ ચીન ☐ માયા સંસ્કૃતિ

**૩) પૃથ્વીની કેટલા ટકા સપાટી પાણીથી રોકાયેલી છે?**
☐ ૮૧ % ☐ ૭૫ % ☐ ૭૨ % ☐ ૭૧ %

**૪) કચ્છમાં મેકરણદાદાનું સુપ્રસિધ્ધ યાત્રાધામ આવેલું છે તેમના પ્રિય ગધેડાનું નામ શુ હતું?**
☐ મોતિયો ☐ લાલિયો ☐ મોતી ☐ બાદલ

**૫) વર્તમાન સમયમાં ભારતનાં ક્યા એક શહેરમાં પાણીની અસાધારણ તંગી વર્તાઈ છે?**
☐ કલકત્તો ☐ દિલ્હી ☐ બેંગ્લોર ☐ ચેન્નઈ

**૬) નર્મદા નદીની ઉત્પતિનું મૂળ સ્થાન ક્યું છે?**
☐ કવાંટ પાસેનું હાફેશ્વરે ☐ અમરકંટક ☐ ભેડાઘાટી (મધ્યપ્રદેશ) ☐ રાજપીપળા

**૭) સૌ પ્રથમ ગુજરાતી ફીલ્મ કઇ?**
☐ સતિ સાવિત્રી ☐ રાણકદેવી ☐ નરસિંહ મહેતા ☐ ભક્ત સુરદાસ

**૮) પૃથ્વી પર આદિ સરિસૃપોની ઉત્પતિ લાખો વર્ષ અગાઉ થયેલી પણ તેમાં સૌ પ્રથમ કયાં સરિસૃપનો ઉદ્‌ભવ થયો હતો?**
☐ કાચબો ☐ સાપ ☐ ગરોળી ☐ કાંચડો

**૯) સાપમાં રહેલું વિષ એ હકીકતમાં શું છે?**
☐ બગાડ થયેલું રક્ત ☐ લોહીવિકારી લાળ ☐ કુદરતી ઉત્પન્ન થતું ઝેરી પ્રવાહી ☐ ઉત્સેચક

**૧૦) ગધેડીનું દુધ કયા રોગ માટે ગુણકારી છે?**
☐ મેલેરીયો ☐ કમળો ☐ શીતળા ☐ ઝીરી તાવ

**૧૧) પોર્ટ આલ્બર્ટ વિક્ટર અગાઉ કયા નામે ઓળખાતું?**
☐ પીપાવાવ ☐ કૃષ્ણબંદર ☐ જાફરાબાદ પોર્ટ ☐ રાજુલા પોર્ટ

**૧૨) ધોળાવીરા કચ્છમાં કયાં બેટ પર આવેલું છે?**
☐ રાપર બેટ ☐ ગંગટો બેટ ☐ ખડીરબેટ ☐ શિયાળબેટ

**૧૩) પૂછડીયા તારા તરીકે ઓળખાતો ધૂમકેતુ અન્ય કયાં નામે જાણીતો છે?**
☐ કોમેટ ☐ મર્ચ્યુરી ☐ ફેબોસ ☐ ઓફેલીયા

**૧૪) ભવાઈમાં ભુંગળ એટલે છે?**
☐ વેશે ☐ કથા ☐ વાદ્ય ☐ મુદ્રા

**૧૫) નીચે આપેલી યાદીમાંથી ક્યું નામ ગધેડા માટે ઉચ્ચારાતું નથી?**
☐ બાલેય ☐ ખર ☐ ભૂંકળ ☐ ખોરજ

## પ્રતિસ્પર્ધીની વિગતો

નામ :..........................................................................................................

સરનામું :......................................................................................................

..................................................................................................................

..................................................................................................................

મોબાઈલ નંબર :..............................................................................................



# શું તમે જાણો છો ?

શું તમે જાણો છો કે પ્રાચીન સમયમાં વૃક્ષારોપણ અને વૃક્ષોની જાળવણી અને સંવર્ધનનું ઘણું જ મહત્વ હતું. ઋગ્વેદમાં એક શ્લોક છે કે જે માનવ અને કુદરત વચ્ચેની પરસ્પર અવલંબનને સમજાવે છે. સમ્રાટ અશોકના શાસન દરમ્યાન ઈ.સ. પૂર્વે ત્રીજી સદીમાં સડકની બાજુમાં તથા બાગબગીચાઓમાં વૃક્ષો વાવવામાં આવ્યા હતા. જંગલનાં વૃક્ષો અને વન્યજીવોને રક્ષણ આપવામાં આવ્યું હતુ. મુગલ બાદશાહોના શાસન દરમ્યાન કુળવંત વર્ગના લોકો તેમના મહેલોની ચારે બાજુ ઉત્તમ પ્રકારના વૃક્ષો અને છોડવાઓ વાવી બાગબગીચાનું નિર્માણ કરતા હતા.

વિશ્વ સ્વાસ્થ્ય સંગઠન અનુસાર વિશ્વનાં ૮૦ ટકા લોકો તેમના સ્વાસ્થ્યનાં ઉપચાર માટે પરંપરાગત ઔષધીઓ પર આધાર રાખે છે. ચીન અને ભારત આ બંને દેશો છોડવામાંથી બનાવેલી દવાઓનો સૌથી વધુ ઉપયોગ કરનારા દેશો છે.

ઔષધીય છોડવાઓ

**૧. વડ : વડને હિંદીમાં બરગદ કહે છે અને આ વૃક્ષ તેની વડવાઈઓનાં લીધે ઘટાટોપ અને ખુબ જ વિશાળ પ્રમાણમાં વિકસેલો હોય છે. તેના બીજમાંથી એક શક્તિવર્ધક દવા બને છે અને તેનો રસ વાગેલા ઘાને રુઝવવા માટે ઉપયોગી છે. વડમાં રોગને રોકવાની અને ઘાને રુઝવવાનો ગુણ રહેલો છે.**

**૨. કમળ : કમળના ફુલોનો રસ દવાના ઉપયોગમાં લેવાય છે.**

**૩. તુલસી : મહત્તમ હિંદુઓના ઘરે મુખ્ય સ્થાન ધરાવતી તુલસીથી હવા શુધ્ધ થાય છે. તેના પાંદડા પેટની બિમારીને, શરદીને મટાડવા માટે ઉપયોગી છે.**

**૪. અશોકા : તેની છાલનો ઉપયોગ માસિક ધર્મની તકલીફ ઓછી કરવા માટે ઉપયોગમાં લેવાય છે. તેની છાલમાંથી લોશન બને છે જે ઘા રુઝવવાના કામમાં લેવાય છે.**

**૫. જેઠીમધ : જેઠીમધનું મૂળ ઉધરસ, શરદી અને અસ્થમાને મટાડવામાં લાભદાયી છે. તેમજ એસિડીટી મટાડવા માટે પણ અકસીર છે.**

**૬. કેળા : કેળાનો તાજો રસ, કેળનું પાણી પેટ માટે ખુબ સારો માનવામાં આવે છે. તેના પત્તા ચોખ્ખા સાફ કરી ખુલ્લા ઘા ઉપર પાટાની જેમ બાંધવામાં આવે છે. તેના કાચા ફુલના ચુર્ણ સ્ત્રી રોગના ઉપચાર માટે ઉપયોગી છે અને તેનું કાચુ ફળ ઠંડક પહોચાડવા માટે ઉપયોગી છે.**

**૭. અર્જુન : આ વૃક્ષની છાલનો રસ એસિડીટી મટાડવાના ઉપયોગમાં આવે છે.આ વૃક્ષની છાલનું ચુર્ણ હદય માટે ઉત્તમ ટોનિકનું કામ કરે છે.**

શું તમે જાણો છો કે પુરાણા સમયમાં કલાકારો કુદરતમાંથી મળતી વસ્તુઓમાંથી રંગ તૈયાર કરતા હતા. જેમ કે સફેદ રંગ ચુનાથી અને કાળો રંગ કોલસાથી બનાવતા હતા. પીળા રંગ મોટે ભાગે ગાયનાં પેશાબમાંથી તૈયાર કરવામાં આવતો. ચિત્રમાં રંગ ભરવા માટે બ્રશ-પીંછી ખિસકોલી, ઊંટ, બિલાડી અને ગધેડાના નરમ વાળમાંથી બનાવતા હતા.

શું તમે જાણો છો કે મહારાષ્ટ્ર, ઓરિસ્સા, કર્ણાટક, આંધ્રપ્રદેશ અને કેરળમાં છાયા કઠપૂતળીઓ આજે પણ મનોરંજનનાં લોકપ્રિય સાધન છે. પારભાસી આમડાથી બનેલી કઠપુતળીની લંબાઈ ચારથી પાંચ ફુટ સુધીની હોઈ શકે છે અને એનો રંગ બહુ જ સુંદર હોય છે. આ કલા ખાસ કરીને રામાણયની કથાનું વૃતાંત કરે છે.

**(સંદર્ભ – વિરાસત શિક્ષણ અને સંચાર સેવા, ભારતીય સાંસ્કૃતિક નિધિ- ઈન્ટેક)**

રાજ્યની સૌથી મોટી અને દેશની બીજા ક્રમની આધઐતિહાસિક સાઈટ છે. ધોળાવીરાનો શાબ્દિક અર્થ ધોળા એટલે સફેદ અને વીરા એટલે કૂવો થાય છે. આ નગરની જળ વ્યવસ્થાપન વિશ્વની પ્રાચીનત્તમ સભ્યતાઓમાં અનોખી અને યોજનાબધ્ધ છે. નગરની જળ આપૂર્તિ માટે કૂવાની વ્યવસ્થા ઉપરાંત વિશાળ તળાવો પણ બાંધવામાં આવતા. અહીં વરસાદી પાણીનાં સંગ્રહ માટે તળાવોની એક મોટી શૃંખલા બાંધવામાં આવેલી હતી જેમાં કચરો અને રેતી તળિયે બેસી જાય અને તળાવમાં ચોખ્ખું પાણી આવે તેવી પધ્ધતિસરની ગાળણ પધ્ધતિની વ્યવસ્થા હતી.

---

પંચમહાલ જીલ્લાનું પાવાગઢને આપણે મહાકાળી માતાનાં સ્થાનક અને વિશ્વ હેરીટેજ સાઈટ ચાંપાનેરનાં લીધે ઓળખીએ છીએ પણ આ સ્થળની પ્રાચીનતા અને ઐતિહાસિકતા વિશે કેટલીક વધારે માહિતી જાણવા જેવી છે. આ વિસ્તારમાંથી આદિમાનવ કાલિન હથિયારોનાં અવશેષો પ્રાપ્ત થાય છે. અહીં સૌથી જૂની પ્રાચીન વસાહત ઈ.પૂર્વે ત્રીજા સૈકામાં સ્થપાઈ હતી. પાવાગઢ પર્વત પર આવેલા પ્રાચીત્તમ અવશેષોમાં લકુલીશ મંદિર સૌથી પ્રાચીન ઈ.સ. દસમી આસપાસનું છે. પંદરમી સદીનાં અંતિમ ચરણ સુધી પાવાગઢ રાજપૂત રાજાઓનાં હસ્તક રહ્યું હતું જે પછીથી મહેમુદ બેગડાએ જીતી લીધુ અને ચાંપાનેરની સ્થાપના કરી પોતાની રાજધાની બનાવી. પાવાગઢ ખાતે વિવિધ સ્થાપત્યો જેવા કે કિલ્લાઓ, દરવાજાઓ, મંદિરો, મસ્જીદો, તળાવો, વાવ, મકબરાઓ અને અનેક રહેણાંક માટેના ભવનો આવેલા છે જે ઈજનેરી કલાનાં અદ્ભુત નમૂનારૂપ છે જેના લીધે જ યુનેસ્કો દ્વારા આ સ્થળને વિશ્વ વિરાસત જાહેર કરવામાં આવ્યું છે.

---

શું તમે જાણો છો કે ઈતિહાસને જાણવાનો સૌથી આધારભુત સાધન કયું છે ? તે છે અભિલેખ. સામાન્ય ભાષામાં અભિલેખ એટલે કોઈ પણ પદાર્થ પર કોતરેલું લખાણ (Inscription). અભિલેખોમાં શિલાલેખ, તામ્રપત્ર, તામ્રલેખ, ધાતુપ્રતિમા લેખ, સિક્કા પરનાં લેખ વગેરેનો સમાવેશ કરી શકાય. અક્ષરોને કોતરવાને બદલે એની આસપાસના ભાગને કોતરી કાઢીને અક્ષરોને ઉપસેલા રાખવામાં આવે છે જેને સંશોધકોની ભાષામાં અભિલેખ ગણવામાં આવે છે. જે તે પ્રદેશનાં અભિલેખનાં વાંચન માટે તે તે પ્રદેશની પ્રાચીન લિપિ-ભાષા શીખવી જરૂરી છે. ગુજરાતનાં અભિલેખોમાં અશોકનાં શૈલલેખ, ક્ષત્રપોના યષ્ટીલેખ તથા સિક્કાલેખો, ગુપ્તોનાં સિક્કાલેખો, મૈત્રકો, રાષ્ટ્રકૂટો, સોલંકીઓ વગેરેનાં તામ્રપત્રલેખો, મંદિરોમાં, વાવમાં, મસ્જીદોમાં, તળાવોમાં જોવા મળતા શિલાલેખો, પાળિયાલેખ, પાષાણ અને ધાતુપ્રતિમા લેખો ખાસ નોંધપાત્ર છે. આધુનિક સમયમાં સાર્વજનિક ઉપયોગીતા ધરાવતી અનેક ઘટનાઓને લગતા તથા શહીદો વગેરેનાં સ્મારકોને લગતા અભિલેખોનો વર્ષ-પ્રતિવર્ષ ઉમેરો થાય છે.

---

આજે સ્મારકોની જાળવણી અને સરંક્ષણ માટે જે પુરાતત્વ વિભાગ છે તેનો શ્રેય અંગ્રેજ અમલદાર લોર્ડ કર્ઝનને જાય છે. કર્ઝને પુરાતત્વ વિષયનાં સંશોધન અને સંરક્ષણ પર ભાર મુક્યો હતો. તેનાં શબ્દો હતા કે **"It is, in my judgement, equally our duty to dig and discover, to classify, reproduce and describe, to copy and decipher and cherish and to conserve"**. વર્તમાન સમયમાં આપણે જે પ્રાચીન મંદિરો, સ્તુપો, મસ્જીદો, મહેલો જોઈએ છીએ તે કર્ઝનની દીર્ઘદ્રષ્ટીને આભારી છે.

अतुल्य वारसो

Know Your Identity

# ઓળખો અને જીતો સ્પર્ધા

નીચે આપેલા ફોટોગ્રાફ્સમાંથી એ સ્થળ કયું છે અને ક્યાંનું છે તેમજ તેના સ્થાપના વિશે પ્રાથમિક માહિતી આપો અને જીતો પ્રોત્સાહક ઈનામ (નીચેની વિગત ભરી અમોને ઈ-મેઈલ (atulyavarso@gmail.com) દ્વારા અથવા **Whats App** (9825129703) દ્વારા મોકલવી)



નામ..........................................

ભૌગોલિક સ્થાન..............................

..................................................

પ્રાથમિક વિગત..............................

..................................................

..................................................



નામ..........................................

ભૌગોલિક સ્થાન..............................

..................................................

પ્રાથમિક વિગત..............................

..................................................

..................................................



નામ..........................................

ભૌગોલિક સ્થાન..............................

..................................................

પ્રાથમિક વિગત..............................

..................................................

..................................................



નામ..........................................

ભૌગોલિક સ્થાન..............................

..................................................

પ્રાથમિક વિગત..............................

..................................................

..................................................



નામ..........................................

ભૌગોલિક સ્થાન..............................

..................................................

પ્રાથમિક વિગત..............................

..................................................

..................................................



નામ..........................................

ભૌગોલિક સ્થાન..............................

..................................................

પ્રાથમિક વિગત..............................

..................................................

..................................................